ખંભાતનિવાસી પ્રખ્યાત કવિ

રેવાશંકરકૃત

# મત્સ્યવેધ.


રચનાર,

વ્યાસ રેવાશંકર જયશંકર.

ખંભાતનિવાસી.


---


છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

---

બીજી આવૃત્તિ. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪

---

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

---

કીંમત ૦-૯-૦ આના.

ખંભાત નિવાસી પ્રખ્યાત કવિ

રેવાશંકર કૃત

# મચ્છવેધ.


રચનાર,

રેવાશંકર જયશંકર—ખંભાત.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

બીજી આવૃતિ. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૮૦. સને ૧૯૨૪.

અમદાવાદ.

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

કીંમત ૦-૮-૦ આના.

ખંભાત નિવાસી પ્રખ્યાત કવિ

રેવાશંકર કૃત

# મચ્છવેધની કથા પ્રારંભ.

---

## અધ્યાય ૧ લો.

---

રાગ આશાવરી. ગણપતિ ગુણપતિ અને શ્રીપતિ, ધીપતિ સ્મરી રાય; ગુરૂ પદ પંકજ પ્રણમી કહું હવે, મચ્છવેદ કથાય. ૧ લાખાગ્રહથી પાંડવ નાઠા, સ્મરી શ્રી વ્રજરાય; વન ઉપવન ગિરિ ઓળંગતા, ધૌમ્ય આશ્રમે જાય. ૨ તિર્થ અનોપમ ઉત્તમ વન છે; ધૌમ્યરૂષીનાં વાસ, પંચે વિર કરી પરકંમા; બેઠાં પ્રણમીને પાસ. ૨ સ્તુતિ કરી તાં પાંડુના સુત, તવ જાગ્યા તજી ધ્યાંન; તત ઓળખ્યા પાંડુસુતને, મુંનીવરે દીધુ માંન. ૪ વિગત વાત કરિ વીસ્તારી; વખે નીકળીયા વંન, ગુરૂ તમે થાવો ગુણસાગર, બોલ્યા ધર્મ વચન. ૫ ધૌમ્યરૂષીયે ધીરજ દીધી; રોહો સૌને સુખ થાશે, ભાગ્ય તમારાં ભળશે ભાઇ; આ દુઃખના દિન જાશે. ૬ દ્રુપદને ઘેર સુતા સ્વયંવર, ચાલો સઉ મુજસંગ; મહીપતી દેશ સમસ્ત તણા તાં, મળશે ધરી ઉમંગ. ૭ મુંનીવરે તાં ઉપદેશજ આપ્યો પાંડવ સુખીયા થાય; પંચ પુત્રને માતા ગુરૂતે, સૌપાચાળ પળાય. ૮ વાટયે વિપ્રતણાં, તો ટોળાં દાદશે દોડયાં જાય; સભા સ્વયંવર સોભા જોવા, મહા મુંનીવર મકલાય. ૯ ધરમધીર આદેસુત સરવે, ધરયો કાપડીવેશ; વનફળ વસ્ત્ર જીરણ રાખ્યા, પંચપુત્રે શીર કેશ. ૧૦ તુંબી પાત્ર ને કરે જયેષ્ટીકા, ધરીયાં આયુધ અંગ; ધાડવસ્રની ભીડી ધોતડી, નવ લોહ્યા નવરંગ. ૧૧ જતાં જુત્યને પાંડવ પુછે છે; કયાં જાઓ દ્વીજરાય, સોમપ કેહે સ્વયંવર મધ્યે; દાંન દક્ષણા થાય. ૧૨ દ્રુપદસુતાયે નીમ ગ્રહ્યો છે, મચ્છ વેંધશે ચેહ; તેને તે વરમાળ આરોપે, વરે કન્યા તેહ.

૧૩ દેશ દેશના ભુપત તે સઉ; મંડપે ટોળે થાય, ભીમ કહે તાં મળશે ભોજન; અમને એ આશાય. ૧૪ શરિર જોઇને સોમપ કહે, તમ્યે કો ક્ષત્રીના તંન; ભાગ્ય હોય તો મળે ભાંમની, વદતા વિપ્ર વચંન. ૧૫ વાટયે વ્યાસ મળ્યા તાં જાતાં, નમીયા પાંચે પાય; કે તમ્યો દ્રુપદને પુર જાજયો. હરી કરશે સુખરાય. ૧૬ કુંભાર ઘેર ઉતારો કરજ્યો, પ્રગટ ન કરશો નામ; વ્યાસ ગયા કે એમ પળાતે, પાંડવ ચક્રિધાંમ; ૧૭ વિશ્રાંમ. ચક્રિધાંમ આવી વશ્યા, ગુરૂ સાથ્યે ગુણવંતરે; સેવા સુત પંચે કરે, ધૌમ્ય લહી સદ સંગરે. ૧૮ દ્રુપદરાયે દેશ સઉ, લખી પત્રીઓ ઝાહારરે; રેવારસીક આદી તાંહાં, મળીયા ભુપ અપારરે. ૧૯ ઇતિશ્રી ભાષાભારતે શતશાહસ્ર સંહીતાયાં; આદીપર્વ પવિત્ર પાખ્યાને, કવિ શ્રી રેવાશંકર વિરચીતે; ધૌમ્ય પાંડવ સમાગમો નામ પ્રથમોધ્યાયઃ ॥ ૧ ॥ છ

## અધ્યાય ૨ જો.

રાગ ધનાશ્રી. વૈશમપાયન કહે સુણ રાય, સુત શૌનકને કહે કથાય. ૧ પત્રીયો લખી પાંચાળ ભુપ; આવે અધીપતી સઘળા અનુંપ. ૨ હસ્તીનાપુરમાં લહી વાત, હરખ્યા કૌરવ જે શત ભ્રાત. ૩ દુર્યોધન કરે મનમાં વિચાર, વરવી કન્યા માહારે નીરધાર. ૪ તેડયો કરણ પોતાનીરે મેડી, પુછી વાત યેકાંત્યેરે તેડી. ૫ કાંણુકરી હશે વરવાની રીત, મુને સંભળાવો યેકરે ચીત. ૬ કર્ણ કહે જોઈ જળમાંરે દાહાડે, ઉંચો મચ્છ તે વેંધીને પાડે. ૭ તેને દ્રૌપદી વરશેરે રાય, પણ કામ તે કઠણ જણાય. ૮ દુર્યોધન કહે કરે હેવાં કામ, મારી પાસે લ્યો તેમનાં નામ. ૯ કરે અરજુન હોય તો આજે, તે તો પરથમ ક્રીધો રે પ્રાજે. ૧૦ હાંલ મચ્છ વેંધે હેવા રાય, કશ્ન બળદેવ ભીશ્મ પીતાય. ૧૧ હુયે ચારમાંથી ધારે જયેહ, લાવે દ્રુપદ તંનયાને ત્યેહ. ૧૨ દુર્યોધન કહે શું મેંથી ન થાય. તારે કર્ણ તાહ ડસકુરે ખાય. ૧૩ રવી નંદન કહે નીરધાર,મને ભાસે ને રાજ્ય કુમાર. ૧૪ ઇચ્છા કન્યાની

આપને હોય, તમે ચીંતા ન કરશોરે તોય. ૧૫ ભિશ્મ વરવાના ને કોઇ કાળે, કાટે મચ્છ સાંહામુ નવ ભાળે. ૧૬ કૃશ્ન બળદેવ છે વીર જોડ, તેને કન્યાના ના મળે ખોટ. ૧૭ કરૂ હું તે કારજ્યે મનવાપુ, તોયે કન્યા તે તમુને આપુ. ૧૮ બીજા ભુપ વેંધે હેવા જેહ, જરાસંધે કરયા કેદ તેહ. ૧૯ કન્યા કર કોને જાવા ન દેઉ, જીતી રાજ્યને માટે લેઉ. ૨૦ માટે સાજન લેઇનેરે ચાલો, સજી શ્રીફળ કરમાંરે ઝાલો. ૨૧ નીતો જીતીને છેવટે લેવી, કન્યા કર કોને જાવા ન દેવી. ૨૨ ભુપે જાણ્યું ભાવટય ભાગી, પીઠી ચોળી ત્યાં પુર પ્રત્યે માગી. ૨૩ ભેર ભુંગળ દીધું દદાંમ, વાત વિસ્તરી ઠામોરે ઠામ. ૨૪ મંડપ મૌરત કરવાને જાય, તેહવે આવ્યા તાંહ ભીશ્મ પીતાય. ૨૫ ફહે લ્યા શું આજે લજ્ઞછે ધાંમ, તારે કીધુ સ્વયંવર કાંમ. ૨૬ ભીશ્મ કહે મતી મંદકુમાર, ખોવા બેઠો તું કયાં કુળ ભાર. ૨૭ વિહીવા પેહેલો શીમંત શાંમાન, બીજા કોન કરે મતીવાન. ૨૮ કયેમ જાણ્યુતારૂ થાશે કાજ. હાથે ખોવાને બેઠોરે લાજ. ૨૯ યેમ વિદુરે વારયો નૃપ તંન, માંન્યુ મતી ચેન કોનું વચન. ૩૦ દુર્યોધન ગયો તાતની પાસ, કહ્યા માંડીને સઊ ઇતિ-હાસ. ૩૧ મચ્છવેધ યે કોથી ન થાય, તો શું રહેશે કુંવારી કન્યાય. ૩૨ આપણા ઊગ્રકુળી તજીરાય, બીજા કોનેયે દેશે કન્યાય. ૩૩ હેથી સરવજી જઉ વિધિ, કૃશ્યે પણ પાંકી કન્યારે લીધી. ૩૪ અનાયાસ્યે મળે તો કેવાય, મળી કર્મે યોગે યે કન્યાય. ૩૫ ભીશ્મ વિદુર પાંડુ પખે બેઠા, તે આ કાંમ કથાળવા બેઠા. ૩૬ ચડતી ડેરડી મરડીને પાડે, સદા પંથ ચડાવે છે આડે. ૩૭ પારથ ઉપર પ્રિતિરે ભારી, હોતતો જાત વરસણ ગારી. ૩૮ મને મારવા બેઠારે મેહેણું. હેવું ઘરથી છે માહારે અલેણું. ૩૯ વશી નાતને અંતર વાત, પીઠી ચોળોને જાઓ પ્રભાત. ૪૦ સુણી મંડપ મુરત કીધુ, પીઠી ચોળી મીંઢળ કર દીધુ. ૪૧ પજ્યા ભીશ્મ તાં અંધની પાસ. અરે શું આ કરો ઊપહાસ. ૪૨ આંખ્યો ગઈછે શું હૈયુરે ફુટયુ, તારે કુંવરે તો કરમ આ ફુટયુ. ૪૩ ધૃતરાષ્ટ કહે શું રાખો વારી, નથી પોંચતી બુદ્ધી તમારી. ૪૪ સુતમાં કોણે બુદ્ધીરે આવી, મને સરવે બીના સમઝાવી. ૪૫ હું તો ગણતો હતો તેને બાળ, તપથી તેમાં છે બુદ્ધી વિશાળ. ૬૪ મીઢળ બાંધીને શ્રીફળ ગ્રેહે, માંહાંમાં મારીને કન્યાયે લેશે. ૪૭ વરવાહાંસ ભરયો સુત જાય, તમને

તે શી અરીશ્યારે થાય. ૪૮ વૃથા ટોકશોને માહારા તંન, મેં તે જોયાં છે સઉનાંરે મન્ન. ૪૯ ભિશ્મે જાણ્યું કે વળીયોરે રોળ, ઘાલ્યો અંધે અંધે આ ધરમાંરે ધોળ. ૫૦ કેહયેતો નસયેહ હાવે ધરમ,જે તે જક્તમાં આંખ્યની શરમ. ૫૧ રહ્યા થાકીને વૃદ્ધ તે ઠાંમ, કીધુ પુરપત્યે પરણ્યાનું કામ. ૫૨ મીઢળ બાંધી પીઠી ચોળી અંગ, લિધા સો ભાઇ સેનાની સંગ. ૫૩ શીંફળ કરમાં લેઇ ગજ પર ચઢીયો, મુંકે વરવાની આશાયે હડીયો. ૫૪ દીધુ દુંદંભીને રણતુર, મળ્યું જાવા સઉ હસ્તીનાપુર. ૫૫ હાકયા ગજ રથ હય શણુગારી, કરી સરવે સંધાત્યેરે ત્યારી. ॥ ૫૬ ॥ પુઠે માંનુંની મંગળ ગાય, કુળ દેવને લાગ્યો જે પાય. ૫૭ મનમાં માનતા માંની તાં રાય, જાંન લેઇને જીયાવર જાય. ૫૮ આવ્યો દ્રુપદ ભુપને ધાંમ, સ્કંધિશપુર નગરનું નાંમ. ૫૯ ઘેર ઘેર તાં મંગળ ગાય, રચી સ્વર્ગે સમી રચનાય. ૬૦ કીધાં મંદીર ચીત્ર વિચીત્ર, તરિયા તોરણ બાંધ્યાં પવિત્ર. ૬૧ રીગી જાળી અટારીનેં બારી. મુકયા કનક કળશ સણગારી. ૬૨ લીલા પીળા ને લાલ સપેત, પચરંગીની વેલ્યો સમેત. ૬૩ ચોઢયા ચોમગના કદળીના છોડ. લીલા લેહેકતા પુષ્પના ધીડ. ૬૪ સોભા સરસ તે શેહેરની ભાવી, રાજ્ય, મારગ મુકયા છટાવી. ૬૫ પ્રગટયા ચોદશ તે દીપ માળ, મંડપ ત્રણ્ય યોજનનો વિશાળ. ૬૬ ફરતાં આસન ભુપનાં કરીયાં, મીનાકારીનાં ચીત્ર ચીતરીયા. ૬૭ જેને જેવો ઘટે અધીકાર, તેવાં આસન યુક્તીનાં સાર. ૬૮ આસન ઉપર નાંમ અનુપ, વાંચી બેસેતાં ભુપતણા ભુપ. ૬૯ પાસે સચીવ ને સંગે છે સુત, વરણે ભુપના ગુણ અદભુત. ૭૦ મોતીચંદનીયો ચોપાસ, હીરા ઝળકે જમ ઊડણવાસ. ૭૧ મણી મંડપે જડીયા તે સોમ, આવ્યું ભાનું મંડળ બીજુ ભોમ્ય. તકતા ચોપાસે ફરતારે છાજે, મેઝવેરનાં ઝાડ બિરાજે. ૭૩ કાહાડી કોરીક માંન્ય બિલોર, જુવે તેવું દીસે ચારે કોર. ૭૪ પચરંગની હાંડીયો નાંધી, ફરતી જરીયાંની જાજ્યમો બાંધી. ૭૫ પુર્વાભિમુખ બેઠા છે રાય; દક્ષણ ભાગે છે વિપ્ર સભાય. ૭૬ પશ્ચમ પાસે છે દ્રુપદ ધાંમ, ઉત્રાભી મુખ નગ્ર તમાંમ. ૭૭ ચાર દરવાજા મુકયા ચોપાસ, આપ્યા ઘટેતા ઉતરવાને વાસ. ૭૮ મોદી સોંપીયા જળભરનાર, આપે મુખ માગે તે પ્રકાર. ૭૯ સેના તંબુ તાણી પડી બાહારય, જાણ્યે વિશ્વ વસ્યુ તેણે ઠારય. ૮૦ પુરવીટી પડયારે કોટ, થાયે સાંમટા શબ્દના સહોર.

૮૧ ॥ વિશ્રામ ॥ સોહોર થાયે તાં સાંમટા, મળીયા ભુપતયાંયે; વિવિધ પ્રકારે વિસ્તરૂ તે ભુપતનાં નાંમરે. ૧ સુરસ્વયંવરમાં મળ્યા, કન્યા કાજ્યે તાંહારે. ૨ ઇતિશ્રી ભાષા ભારતે, શતશાહસ્ત્ર સંહિતાયાં; આદીપર્વ દ્રુપદ પાખ્યાને કવી શ્રી રેવાશંકર વિરચિતે, દ્રૌપદિ સ્વયંવર વિધીવર્ણો નામ દ્વીતીયોધ્યાયઃ ૨ છ ॥ છ ॥ છ ॥ છ ॥ છ ॥

## અધ્યાય ૩ જો.

રાગ મેવાડા. વૈશમપાયન બોલીયા; સુણો મહીમતીરે; બેઠા દ્રુપદ સભાની માંહ્ય, તે કહુ ભુપતિરે. ૧ હસ્તીનાપુરથી આવીયા; તે વીશે કઉરે, દુર્યોધન દુશ્યાસનાદીક; શત બંધુ સઉરે. ૨ કરણ વીદુર વૃસકેતને, મેઘવરણે છે રે; સુબળ, સકુની, શાલવ, શોમ, શલ્ય, સુપર્ણ જે રે. ૩ બળી, બળશુંન્ય; બાલ્હીકને, બીજ ભુપતીરે; ભુરીશ્રવા પુંઢર ભગદત્ત, મણીમાંન મહામતીરે. ૪ વિશ્વસેન; વૈરાટને, કાશીરાય છે રે; જયદ્રથ ને જરાસંધભુપ; સરસ સોભાય છે. ૫ દંડધાર, દળભંજન; નેં ગાંધાર છે રે, સેંનાબીંદુ; સુદક્ષણ, સુમીત્ર; અધીપત, પાર છે રે. ૬ સમુદ્રસેન; સેહે વને, શીશુપાળ છે રે, ચિત્રવર્મા; કલીગને, મદ્ર; મચ્છ, મેવાળ છે રે. ૭ ભીશ્મક રૂકમાંગદ, રેવંત; યાદવવળીરે, ઉગ્રસેન; ઉધવ, અક્રુર; કશ્ન, સાત્વીક; બળીરે. ૮ કૃતવર્મા, અનીરૂદ્ધને; શાંબસારણરે, પ્રધુમન; શોણીતાક્ષ, સુખેણ; મહા બળધારણરે. ૯ હંસધ્વજ, નિલધ્વજતાંહાં; મોરધ્વજ ગયારે, તાંમ્રધ્વજ; યોવનાશ્વર આદ્યે, સઉ ભુપત કહ્યારે. ૧૦ મુંની મંડળતાં રાજતું; તેને વરણઉંરે, વ્યાસ; વાલ્મીક, અત્રી; અગસ્ત, ગઉતમ; ને ગઉરે. ૧૧ કવણ; કૌશીક, નેં અંગીરા; ભારદ્વાજ છે રે, શાંડીલ, ગાલવ; ગર્ગાચાર્ય, માંડવરાજ્ય છે રે. ૧૨ વશીષ્ટ ને વાંમદેવજી, નારદનેં; અવનરે, બગદાલવ ને રૂષી ધૌમ્ય, જે જગપાવનરે. ૧૩ પાંચ પાંડુતણા પુત્ર છે; તાં વિપ્રારથીરે, ધરી કાપડી કેરો વેશ; બેઠા તે મહારથીરે. ૧૪ દેશો રે દેશના ભુપતી, તાં ટોળે

મળ્યારે; વરવા વીનતાની સઉને આશ, તાં ટોળે વળ્યારે. ૧૫ કોઇ કલીંગ કાબળ તણા, કોકું કણુપતીરે; કરણાટક કાંમરૂ કાશ્મેર, કોઇછે કુરંગતીરે. ૧૬ કંધાર કચ્છ કનોજના; કેકે કાશીનારે, ખોરાસાંન; ગુજર, ગાંધાર; ગોરાડસીનારે. ૧૭ તિલંગ તલવી દ્રવીડના, ભુપ તાં મળ્યારે; દિલ્હી; દ્વારકાં ને નેપાળ, ઢ ઢારના વળ્યારે. ૧૮ પુર્વ પાટણ પંઝાબના; તે પાંચાળ માંરે, માગધ મુલતાંની મારૂ મેવાડચ; ભાંમની ભાળમાંરે. ૧૯ મલબાર મથુરાં મરાષ્ટના, મોટા મહીપતીરે; ચીન વિલાયત નેં બંગાળ; જંગમ ને જ્યતીરે. ૨૦ બ્રાહ્મણ ક્ષત્રી વૈશચે, જોવા આવિયારે; બેઠા અધીપતી ઓળે-ઓળ, ભુપને ભાવિયારે. ૨૧ વાજીંત્ર વાજે અતિ ઘણાં; સભા જ્યાં રચીરે, નથી તલ્લ મુકયાનોરે માગ; મેદનીતાં મચીરે. ૨૨ ભેર ભુગળ કાંશી ઝાંઝરી, વિણા વાંસળીરે; તાળ તંબુરા નરઘાં સતાર, શરણાઇમાં ભળીરે. ૨૩ નાયકા નૃત્યકરે ખડી; રાય રીઝાયછે રે. ૨૪ નર નારી વૃદ ટોળે મળી, જોવા જાયછે રે; ધરી નખશીખ સઉ શણગાર, ધશમશી ધાય છે રે. ૨૫ મચ્છવેધ છે માંડીયો; તે વિધિ કહુરે, વિશ્વકર્માયે રચીયો યંત્ર; સાંભળજો સઉરે. ૨૬ મધ્યસભા એક સ્થંભ છે, તે ચેદારનાંરે; નવ નીત્ય સમોસ કુમાર, હાથ હજાર નારે, ૨૭ ચોસટ આરાનું ચક્ર તે તેને શીર ધર્યુંરે; યેક કનક મચ્છ તે માંહ્ય, ફરતુ આદર્યુરે ૨૮ ચક્ર ઉત્રાતુ તે ફરે; મચ્છ દક્ષણેરે, ભાસે ચોસટચ ખોનાની મધ્ય; મિન ઉદર ગળેરે. ૨૯ ત્રેણશેં કર અવની થકી, તાં કાંટો કર્યોરે; તેને ત્રાજુવાં તે બેપાસ, ફેર ધરતો ધર્યોરે. ૩૦ તે તળે અવની ઉપર તાંહ, કુંડ જળ તણોરે; શરાસન તે ધરયો શરતાંહ્ય, સુર સોહ્યાંમણોરે. ૩૧ જાયે જે મચ્છને મારવા; તે ચાંપે અડેરે, શરસાધી ગ્રહીયેક હાથે; સ્થંભ ઉપર ચડેરે. ૩૨ ત્રાજુવાં મધ્ય તપાશીને, પગ સાથયે ધરેરે; નીચે જળમાં નીહાળી મચ્છ, ચાપ ઉચુ કરેરે. ૩૩ ચોસટમા ખાંને જતો; મચ્છ મારવોરે, ડાબા દ્રગમાં મારી શરસાથ્ય; અવની ધારવોરે. ૩૪ મશક સરીખો જળવિષે, મચ્છ ભાસતોરે; બિંદુખાંને પાડે જતો તેહ, ચક્રમાં નાસતોરે. ૩૫ પગ પેહલો પાછળ ધરે, તો ભોમી પડેરે; જળમાં સઉ વસ્ત્ર સમેત, તાં આવી ખડેરે. ૩૬ પારથ કાજ્યે એપણ કરયું જે યે આદરેરે; કુશળ ઉતરે કરીને કાજ્ય, તે કંન્યા વરે. ૩૭ ત્યાર પછે તાં દ્રુપદે; સુતા સજ કરીરે, જગમોહન જુવતી સ્વરૂપ; તે સભા સંચરીરે. ૩૮ વિશ્રાંમ

સભા વિસે તે સંચરી, દરશીરાંમી રૂપરે;થયા ચીત્રવત તે સઇ; ભોમંડળના ભુપરે. ૧ ઉમારમાં ઇંદ્રાણીકે; રતી રૂપનું આળરે, રેવારસીક વર્ણવકરે; ભમે ભમર ભુપાળરે. ૨ ઇતિશ્રી ભાષા ભારતે શતશાહસ્ત્ર સંહીતાયાં આદી પર્વ પાંચાળી પાખ્યાને કવિ શ્રી રેવાશંકર વિરચીતે સભા મચ્છવેધ વિધિવર્ણો નાંમ નવ સપ્તતીતમો ધ્યાયઃ ૩ ॥ છ ॥ છ ॥ છ ॥

## અધ્યાય ૪ થો.

રાગ ધનાશ્રી. વૈશમપાયન કે સુંણ્ય રાય, દ્રુપદ સુતાન વરણવી જાય. ૧ કાયા કુશુમ થકી સકુમાર; સોળ વર્ષે સજી સણગાર. ૨ ચંદ્રવદની ચપળ મધનિયની, ગજગાંમીનીને લધુ વચની. ૩ કર્ણકમળ સરીખા સુજાણ; સુકની સીકા ચંચ પ્રમાણ. ૪ દંત હીરા સરીખારે ઝળકે, જડી કુંદનરેખાયો ચળકે. ૫ કેશવા સુકી સરખારે જોડ, ઉભી વાળી ને વાંકે અંબોડે. ૬ દીસે અધર તે રક્ત પ્રવાળી, કણુ કઠે મોહેમુંની ભાળી. ૭ ત્રીકુટી ચીબુક ને ત્રીજુ ગાલે, બિંદુ નીલ ભાસે દ્રગહાલે. ૮ આંજી આંખડી બે અણીયાળી, તેમાં કીકીયો કાંમણ ગાળી. ૯ ભુજ કરી લધુસુઢ સમાન. રૂદે વજને ઊરજ શુવાન. ૧૦ કટી કેસરી લંકીરે નારી, ઊદર પોયણા પત્ર આકારી. ૧૧ જધા જુગમતે રંભાસ્ત સરીખી; પાંહાની કુકુમ વરણીરે પરખી. ૧૨ અંગુળી જાણે મગનીરે રૂળીયો, નખ નક્ષત્રમાં જાણયે મળીયો. ૧૩ પડે ચાલતાં કંકુનાં પગલાં; ભરે હંસની પેઠયેરે ડગલાં. ૧૪ સજ્યા સોભતા સજી સગણાર, બની નવ જોબનતે નાર. ૧૫ પેહેરયો ચરણા ધુધર્વટવાળી; મણી બુટ્ટાં ને મોતીની ઝાળી. ૧૬ પોખરાજની ચોળીરે પહેરી, મલી મોહોળીયે મોતીની લેહેરી. ૧૭ ફરતી વેલ્યકુંદન મથકાહાડી. હોડી અંબર પર ફુલવાડી. ૧૮ શીશ ફુલને ગોફણોમાંયે; જડયુ તરસટીયુ નેની સાથે. ૧૯ દોહોરી દાંમણી તે બેહુ કોર, જડયા સાહામા સાહામી તેને

મોર. ૨૦ ભાલ્ર સોભે સરદનાંરે વિધુ, તારા ટબકીનું મડન કીધુ. ૨૧ નખલો અર્ધ ચંદ્ર તે વિશાળ; કેતક કેવડા ભમર ભાળ. ૨૨ ઇદુ આડય-ની મધ્યેરે છાજે, મુખ જોતાં રતી મંન લાજે. ૨૩ કર્ણ પુલકો કરણુ સાજે; બુટ પાંદડીયોમાં બીરાજે. ૨૪ દુલ ટોટી અકોટીમાં લેહેકે, અત્રઅુર-ગજા અંગમાં બેહેકે. ૨૫ નાકે નવસર મોતીની વાળી; મુકયા નવગ્રહ કુંદને ઢાળી. ૨૬ તુશી તન મનીચંદન હાર; પરવાળી જવા તેહાર. ૨૭ કાવળ હારને મોતીની માળા, ગળુ બંધને જવ અણીયાળા. ૨૮ કરે જડાવ ચંડન ચુડી, કડાં સાંકળાં ગુજરી રૂડી. ૨૯ દીસે દરસનીયાં બેઉ હાથે; બાંધી બેરખી ગુગરી સાથે. ૩૦ વાંક ગુંથેલો નંગે જડાવ; ઘણી ઘુઘરીમાં ગરકાવ. ૩૧ વાંકડ બેલાં બજોઠા છે બાંહે; છલા આરશી અંગુળી માંહે. ૩૨ વેહેડ વિટિયો અંગુઠી સંગ; ચળકે વીધુત સરખાંરે નંગ. ૩૩ લંઘર ટોડા ને ઝાંઝરસાર, કરે ઘુઘરાતે ઘમકાર. ૩૪ સોના સાંકળાં અણવટપાય, જોટ વિછુવા ફુલ શોભાય. ૩૫ કયડાગેન કનકના તે વાર; નથી અંગ ઉઘાડુ લગાર, ૩૬ ગ્રહી કરમાં કમળનીયે માળા; સાથે સખીયો બેન નૃપબાળા. ૩૭ મેહેળા મોહીની થઇને અજાડી, ભરી ફરતી માથે ફુલવાડી. ૩૮ લટ છુટી જમ નાગણી કાળી, ભાળે મરમાળી આંખ્ય અણીયાળી. ૩૯ સુત માગધ ભુપ બતાવે, જોકો કન્યાના ધ્યાનમાં આવે. ૪૦ રહ્યા તાકીને ભુપ તમામ; કરે પ્રેમદાયેને પ્રણામ. ૪૧ કાઢે જરીયાંન વસ્ત્રનાં બાહર. કટી બાંધીને બેસે ટટાર. ૪૨ થયા વૃદ્ધજે ડાચારે મળીયાં; બેઠા ઢુંચે છે હાથે તે પળીયાં. ૪૩ ડાચાં મળીયાં તે દરપણે ધારી, ઘાલ્યાં ગાલેમેં બબ્બે સોપારી ૪૪ રંગ્યાં અળતાયે અધર નેવાંન, માલાં મારે ને પુછયે કે પાંન. ૪૫ વપુ શુષ્કે પેહેરયાં પટ ઝાંઝાં; તેલ ચોળી રાખ્યાં મુખતાજા. ૪૬ કોયે મુકયા ગતી નાંકી; કોઈ મરડે બેઠા મુછો વાંકી. ૪૭ યેમ કન્યાના સઉ અભી લાખી, બેઠા અધરીકો આખડી રાખી. ૪૮ કાંટા અંગરખાંનાં કોહાડે, બેળે જરીયાંનબાહાર દેખાડે. ૪૯ કોઇ વેંમી તે પ્રશ્ન ધરાવે, પુજા પાઠકો પ્રીત્યે કરાવે. ૫૦ પુરે દાસીયો ને નૃપ નાંણે, જાણે મુજને વિશેષ વખાણે. ૫૧ પલ પલમાંતો બદલે;પોશાગ રંક રંજાડી મુકાવે માગ. ૫૨ થયા મુરછીત મહીપતી મોઇ; નથી ત્રીભુવને જ્યુવંતી આ જોઇ. ૫૩ ખોળા પાથરેકો

પ્રભુ આગે, સરવે દ્રુપત સુતાનેરે માગે. ૫૪ થયા ભુપતી ભાળી બે ભાન બેઠા વર સંગ્રળાકોની જાન. ૫૫ કન્યાં લેઇને જાયે વરમાળા; લાંબી ડોક કરેકો ભુપાળ. ૫૬ ઉઠી અણુ તેડયા સનમુખ ધાવે; જાણ્યેમાંનુની મુજને બોલાવે. ૫૭ દુર્યોધન ભણી આવતીરે આવે; કરે મીઢળ કાઢી બતાવે. ૫૮ વૃદ્ધ દરશીને દ્રુપદબાળા, કરે કલક ચોળી કેશ કાળા. ૫૯ ગણુવા ગ્રસ્તે પોતાનીરે ભારી, આણ્યા અનુચરને શણગારી. ૬૦ ભુપ નવનવા મુગટ ધરે છે; જાણ્યે કે કરે કન્યાવરે છે. ૬૧ કોઇ મોહન મંત્ર ભણેછે, જાણ્યે ગોરી આ મુજને ગણે છે. ૬૨ ગણે ગરથ ગુંજામાંથી કાહાડી, જાણ્યે લલચાયે લોભમાં લાડી. ૬૩ ભુપ બાળાને સરવ બતાવ્યા, પછે દ્રુપદ સભામાંરે આવ્યા. ૬૪ બોલ્યા કે સઉ ભુપતી ભાળો, મચ્છવેધ આ યંત્ર નીહાળો. ૬૫ ગ્રે ધનુષને શરે તે ચડાવે, પછે સ્થંભે ચડે જેને ફાવે. ૬૬ યુગ્મ ત્રાજુવામાં ધરે પાય; આંખે જળમાંહે મચ્છની કાય. ૬૭ બિંદુકોષ્ટ કે દરસે તે દહાડે; વામ ચક્ષુ વેધી મચ્છ પાડે. ૬૮ હેવું પણ મેં ગ્રહ્યું કેહે રાય, તેને પરણાવું માહારી સુતાય. ૬૯ સુણી ભુપ થયા ભય ભીતતારે, સઉનાં ઉચાં થયાં ચીત્ત. ૭૦ સુણી સુંદરીની તજી આશ, થયા નરપતી નરખી નીરાશ. ૭૧ કહે આ ઉંચુતે કયેમ ચઢાય, કામકપુરૂ આ કોથીની થાય. નથી નજર પોચતીરે કાંહ્ય; હેઠા હાથ પડયા સઉ તાંહ્ય, ૭૩ દુર્યોધન પુછે કરણુને વાત, તમે સમજ્યા આ ભેદમાં ભ્રાત, ૭૪ હામાં રાણુ આ ચડશે આ કામ; લીધા પ્રથક પ્રથક સઉ નામ. ૭૫ ભીતી પ્રગટી મુને સ્વયંવરથી, કાઢી નાંખુછુ મીઢળ કરથી. ૭૬ આતો લાજ લેવા તેડયારાયે, છેક થોડુ તે કામની થાયે. ૭૭ કર્ણ કે ધરો ધીરજ્ય રાય, ખરાક્ષત્રીથી કાંમ યે થાય. ૭૮ તકે તાકીન ઉઠયા કો સુર; ટળ્યાં નરખીને નરપતી નુર. ૭૯ વિશ્રામ. નુર ટળ્યાં નરપતી તણાં, કરે પરસ્પર વાતરે, જો ચઢીયે બળે કરી, પડે થાય દેપાતરે. ૧ દ્રુપદરાયતાં વાર જોઇ, ગયો સભાની માંહ્યરે, રેવા રસીક સાહામાં રહી, કરગરી કહે છે તાંહ્યરે ૨ ઇતિશ્રી ભાષા ભારતે શત શાહસ્ત્ર સહીતાયાં આદી પર્વે મચ્છવેધ પાખ્યાને, કવીશ્રી રેવાશંકર વિરચીતે દ્રૌપદી સ્વરૂપ વિધી વર્ણો નામ ચતુર્થોઽધ્યાય ૪.

## અધ્યાય ૫ મો.

રાગ રામકળી. દ્રુપદરાય કરજોડી ઉભા સકળ સભામાં આવી, સુણો સર્વે ચેકાગ્ર થઇતાં વાજાં બંધ કરાવી કરો; કોઇક કરો માહારૂ પણ પુરૂકે સઉને સમઝાવીરે, કૃપાકરો; કોઇ આરસ મરડી ઉઠોરે, દયાધરો; હું ન પડુ જગમાં જુઠોરે; કો કૃપાકરો. ૧ સર્વ દેશના સુભટ મળ્યા છો, ન મળે કોઇ અધુરો; અહો ધનુષ ધીરજધારીને, કરો મનોરથ પુરો; કેવત અનાદીની હેવીજે, સોમાં નીકળે સુરોરે; કૃપાકરો, કોઆળસ, દયાધરો; હું ન પડુ, કો કૃપા. ૨ આ બળીયાવર સઉ બેઠાછો; કોઇ ધનુષ નૈધારી, ક્ષત્રીવટમાં ખાંપણલાગે; વિશેષ વિનતી માહારી; કીયાવાંનને કપરૂકે નૈ, બેઠા હીંમત્ય હારીરે; કૃપા, કોઆ; દયા, હુન; કોકૃપા. ૩ જકત મળ્યુ જોવાને માટે, મચ્છન વિંધ્યો જાશે; ચામર છત્ર ધરી બેઠાતે, હૈપટ હળવાં થાશે; મુંજ પણ મહીપતી સઘળા, લોકવિશે લજવાસેરે; કૃપા, કોઆ; દયા, હુંન; કોકૃપા. ૪, સુતા લાડલી પ્રાણપ્રીયનું, આજ આવ્યુ શુભ ટાંણુ; અધરી આખડી માટે સઉને, આરત્યે કીધુ આંણુ; વિકટ સમે વાહારે ન ચઢોતો, નૈ ઠરવા ઠેકાંણુ; કૃપા, કોઆ; દયા, હુંન; કો કૃપા. ૫ કાંમ સરે કીંકરથી તો ના ભુપ કરૂસ ઉઠાળે, સમો જાય મોરતનો મારે; અરભકી રહી અજોળે, અરે તાત ઉઠી કો રાખો, મુંજને માણસ ઓળેરે; કૃપા કોઆ; દયા; હુન, કો કૃપા. ૬ સંપ કરી સપટે બેઠા તે સોદર ન મળે સારૂ; કાલ્ય સહવારે કરવુ પડશે સઉને સમધ લાહાર, ચેકી હુંગે વાયની વાંહાંણુ, પેહેલુ પગરણ માહારૂરે, કૃપા, કો આ, દયા, હુંન; કો કૃપા. ૭ પડવાની પીડયામાં ધરશ્યો, પડે ચઢે જે પુરા કાહ્યરનું તો કામ નથીને ઢાંકયા નરહે સુરા, સઉ સમ્રથ ભાસો છો મુંજને, નમળો કીયા અધુરારે, કૃપા; કો આદ્યા, હુન; ન કો કૃપા. ૮ ચડે પડે જે જંન આજાગ્યે, તેનું વરણવ થાશે, બળ હારી બેશી રેહશે તો, કયેમ બળીયો વરતાસે; કેક સભામાં પુન, હાં મળશેતો શું મુખ લેઇતાં જાશેરે, કૃપા, કો આદયા, હુન; કો કૃપા. ૯ નવી નથી મેંનીર મીરિતી, પરા પુરવથી ચાલે, વળી હરીના હુકમ વિનાતો; કોથી પત્ર ન હલો, કૃપા સીંધુ તે

કોને હાથે, શું આજસને આવેરે, કોઆ; દયા, હુન, કો કપા. ૧૯ નાથેતો નીરમી મુંકયુ જે, આ આંને જશ મળશે, કરે તરણુનો ત્રીકમમેરૂ, ભાગ્યો ભાયગ ભળશે, ગુરૂ પદ પ્રણુમી ગ્રહો ધનુષ, યે સકળ મનોરથ ફળશેરે કપા, કોઆ, દયા હુન, કો કપા. ૧૧ કરો થાય તે કીયા સમાંછે, જે જેનું બળ માપુ, ધનુષ ધરીયા છો પડશે, પણ તે સુરામાં છાપુ, રેવા રસીક સમરી તેમાંથી કળ જોઇ કન્યા આપુરે, કપા, કોઆ, દયા; હુન, કો કપા. ૧૨ વિશ્રાંમ આપું કન્યા તેહને, સુરશરાસન સાહરે, સજળ થાય સુભટ તાહાં; ચઢવાત- તબર થાયરે. ૧ શીશુપાળ સુરતે સમે, સજીયો કન્યા કાજ્યરે, રેવા રસીકના હાથમાં, તાંહ રહેવાની લાજરે, ર ઇતિશ્રી ભાષા ભારતે શતશાહસ્ર સંહીતાયાં આદી પર્વ મચ્છવેધ પાખ્યાને, કવી શ્રી રેવાશંકર વિરચીતે, દ્રુપદ સભા વીનંતી વર્ણો નાંમ પંચમો, અધ્યાય ૫. ॥ છ ॥ છ ॥

## અધ્યાય ૬ ઠો.

રાગ આશાવરી. વૈશમપાયન યેણીપેરેબોલ્યા, સુંણ જનમેજય રાય; શીશુપાળ સભાથી ઉઠી વેગે તતબર થાય. ૧ સોનેરી સુળવારની ઉપર, કબ્બી કંમર બાંધી; કાળરૂપ કરવાળ તજી, ફરતી ફુમતડે નાંધી. ૨ કનક કવચ ઉપર અંગરખુ, જરીનું ઝાકઝમાળ; મણી મય મુગટ મનોહર માંથે, વિધુત તેજ વિશાળ કચ્છ કશી વાળો કરથી તે; કરમાં કડાં જડાવ, વેઢ વિંટીયો નંગ નવીનને; ઘણા તેજે ગરકાવ. ૪ તેજ પુંજને ત્રીપુંડ તીલક, દીર્ઘઆહુ બળવંત; ૫કજ લોચન સુર સુભટને, નરખે અધીપ અ- નંત. ૫ વિનતા વૃંદજુવે એક પાસે, અનુપ આકતી જેહ; ગજેદ્રગતી ચા- લીને આવ્યો, સ્થંભ સમીપે તેહ. ૬ પ્રણુમી ગુરૂપદ પંકજ પોત્યે, ચડપ ચાપને સાહ્યું; સભાસર્વ જન જોતાં સુરે, ચાંપી ચઢાયુ. ૭ કોજનકે મચ્છવેધ એ કરશે, કોકને નહીથાય; હાથ વેંતમાં કો કહે આવ્યુ, હવડે હાલ જણાય. ૮ માંખણ સરખો સ્થંભ સુંવાળો; પડે ન ચડતાં સુઝ, અધવચથી પડતાં

તનટુટે; ફરીની આવેરૂજ. ૯ ઉંચો સ્થંભ ગગનમાં ગાજે, નરણે નીરખી ધીર; કપીવર પેઠયે તળપ મારતો; ચઢયો તે બાવનવીર. ૧૦ બાર હાથ બળવંત ચઢેને; સાથ ખશિને જાય, જક્તલોક ઝાઝામળીયાતાં; ચઢાઉતર તે થાય. ૧૧ થાક ખાય થોડેક જઇને, પ્રાંણ રહેનૈ નાભચરણ ધુજવા લાગ્યા ચડતાં; ભાળે અવની આભ. ૧૨ હાલક હુલક મંન થયું ચઢી, સોંકરથી લડથડીયો; સકળ સભા જોતાં જળકુંડે, પડીક દેઇને પડીયો. ૧૩ સરસઇ સરવ સભાસદ બોલ્યા; ધંન ધંન્ય ધારણધીર, તે આરાજ્ય સભાનું રાખ્યું, પ્રથમ પેહલ્ય કરી નીર. ૧૪ સઉ હીંમત હારી બેઠા તાં, તમે ધરો આ હાંમ; ચડેપડે તે સુરાપુરા, નઇ કાહારનું કાંમ. ૧૫ મહીપતીયે મળી માંનજ આપ્યુ, પણ દીધો પોશાક; નવીન વસ્ત્ર દરશીને પ્રગટયો, અધીપતીને અનુરાગ. ૧૬ નીજ બાંધવને પડતો ભાળી, મનમાં કરૂયો વિચાર, કરી ગર્જના ઊઠયો હાથી; દંતવ તે વાર. ૧૭ લોચન લાલ સુરંગ સરીખો, ખંભ ઠોકતો જાય; ચર્ણ ચાલતાં ધરા ધુજતી, મહા બળીયો અતી કાય. ૧૮ મદોન્મત માતંગ સરીખો; બુરીબળ ભંડાર, ચેક કરેજૈ ચાપ ચઢાવ્યુ; ક્ષણુન લાગીવાર. ૧૯ ચેક કરે ગ્રહી થંભ હલાવ્યો; થર થર અવની થાય, અતુલીત બળ ભાળીને કંપ્યા; સકળ સભાના રાય. ૨૦ પુર્વેરાવણ કુંભકર્ણજે, હણીયાદીન દયાળ; તે દ્વાપરમાં પ્રગટ થયાબે, દંતવક્ર શીશુપાળ. ૨૧ કશ્ચ ચંદ્ર નિકાળ દ્રષ્ટીથી, પડે ન પોતે તેહ, નીતો આભ ઊંડળમાં ઘાલે; તેમાં નૈસંદેહ. ૨૨ ધનુંષ ગ્રહીને ધીર ચઢયો તાં, દારૂણ ભરતો ફાળ; શ્રંમન ખાય સબળ બળીયાતો, નીરખો સઉ ભુપાળ. ૨૩ વેગવ્યાળના સરખો ભારી; ખસેન પાછો જેહ, બશેં હાથ ઘટીકામેં ગયો; પછી ત્રીકમે ભાળ્યો તેહ. ૨૩ જાંણ્યું મચ્છને મારે પાપી, પારથની શી પેર; ગયાતે સમે કેશવ છુટી રહ્યો બાંધવા કેરય. ૨૫ ચેક કરે કોદંટ ગ્રહ્યુંનેં; એકે કેશનાં ઝડીયો, ચતુર્થાશાથી ચર્ણ ચળ્યા તે; પડાક જળમાં પડીયો. ૨૬ નવીન વસ્ત્ર નરપતીયે આપ્યાં, પેરી આસન જાય; કેશતણી આંટી ન પડેતો, જરૂરયે ભઇ જાય. ૨૭ સુર સભામાં બેં ચઢીયાતે; બંદીજન જસગાય, દુઃશ્યાસન ઉઠયો સરસૈકે; થનાર હોય તે થાય. ૨૮ દ્રુપત સુતા દરશીને પ્રગટયો, મોહો મહીપતને મંન; દુઃશ્યાસન કે વરૂ

વિનતાકે, પ્રાંણ કરૂ પાતંન. ૨૯ ચડપ દેઇને ચાપ ચેઢાવા; જેમ ઝપટથી જાય, છુટી પ્રતંચા અડી હડપચી; પડયો ગરબડી રાય. ૩૦ સકળ ભુપ હસવા લાગ્યાંકે. માંન શુકનયે થાય; મત મુંશ્રી માટયે બેસો ભઇ, આ ચોવડીયુ જાય. ૩૧ યેમ શુણી આસન પર બેઠો; સઉ પાંમ્યા મન હાસ્ય, ભરીશ્રવા ભુપતી ઉઠયાતાં; પણ પાંકી તેવાર. ૩૨ મુગટ સ્થીરં માથા પરમુકી, કચ્છ કશ્યો ને ઠાંમ; સ્થંભ ચાપશર પાસે જઇને, કીધો ગુરૂ પ્રણાંમ. ૩૩ સરસાયક સાંધીને ચડીયા; ભરીદળ ના ભુપ, ઉંચાં નેત્ર કરીને નીરખે નરનારી તે રૂપ. ૩૪ યુગ્મ ચરણને યેક કરે, ત્રીશ તકર પોતે ચઢીયા; નીચુ જેતા ચરણ ધ્રુજ્યા, તે તાંથી લડથડીયા. ૩૫ અધીપત્યે આદરમાંનજ આપ્યુ, બેઠા મંડપમાંહ્ય; તેજ સમે આસનથી ઉઠયા, રાજા જેયેદ્રથ તાંહ્ય. ૩૬ ધિર ધનુષ સાહીને ચઢીયા; વેગ વિહંગ સમાંન, ધસ મસ કરતા ધાય સ્થંભ પર; સુંદીર શોભાવાંન. ૩૭ એક શ્વાસમાં યેકસોં કરતે, ઝાંમ સમાણા જાય વૃકોદરે તાં છીક ખાધીને; તાંથી ખશીયો પાય. ૩૮ બળવંતે બાથોડાં મારચાં, તે તાંથી ગરબડીયા; ઉંધે મુસ્તક અરબડીયાંખે. જેદ્રથ જળમાં પડીયા. ૩૯ નવિન વસ્ર નરપતીયે આપ્યાં, આસન બેઠા જ્યારે; આળસ મરડી ઉઠયા તેવે શલ્યરાય તે વારે. ૪૦ મણીમય મુગટ મનોહર માથે. કનક કવચછે અગ; મકરા કૃત કુંડળ બેઉ કર્ણે, શરીર પરવત શ્રંગ. ૪૧ પગ પ્રહારથી પૃથ્વી કંપે; સળકે સંમ્રથ શેશ, વિર વૃકોદરના સમતુલ્ય જેઈ; રિઝા સરવ નરેશ. ૪૨ સ્થંભ પાસ ઉભા નૃપ આવી; બોલ્યા તેણીવાર, કોહોતો થંભ હલાવી; પાડુ કનક મચ્છ આ ઠારચ. ૪૩ દ્રુપદ કહે રિતીપુરવક તમ્યે, રાજ્ય કરો યેકાંમ; શરસાયક ભાથા ભરવીતે, ગ્રહો સ્થંભ તે ઠાંમ. ૪૪ જેમ ગિરી માતંગ ચહે તમ; સુરવીર સક કયા જાય; ચરણ તણી ચાપટચ મારેતાંહ, પગે પગથીયાં થાય. ૪૫ જેમ કાષ્ટમાં લોહ કળે તેમ, ધીર જે ઉપર ધાય; ત્રાંશ ત્રાજવાં પાસે જે હાવે, પુરપતી મુકે પાય. ૪૬ પ્રજાવતીના ચક્ર સરીખાં; ત્રાસ પાત્ર તે થાય, દીર્ઘ દેહ કર પર તોળીને, લાગ તપાસેરાય. ૪૭ યેક ચરણ આરોપણ કીધો, અન્ય મુકવા જાય; વિશમ ભારથી વક્ર થયુંતાં, તે લડથડીયારાય. ૪૮ પડતાં સર સોંધ્યાં પુર પતીયે, જતો મચ્છને અડીયો; યેક

પાત્ર આકાશ ગયુ તે, ધડડ ધીબ્બદેઇ પડયો. ૪૯ કુડકોર ટુંટી તે વેળા, વાગ્યુ શલ્યશરીર, મણીમુગક મહીપત્યેં અરપ્યો તાંહ; વરણ્યો શલ્યેજ વીર. ૫૦ જરાસંધયે રીત્યે પીડીયા, મુક્ષી સરવેમાન; પડયા મુકટધર ના પગ પાછા, હારયા હીમત્ય હાંમ. ૫૧ અન્ય ભુપતી એક એક વારેતાં વેગે ચડીયા, ત્રણ્ય ચારને પાંચ હાથથી, તે પાણીમાં પડીયા. ૫૨ કોના કર કચરાયા ચાપે; કોનાં ફુટયાં શીષ, કોના કાંન પણછથી ટુટયા, જ્યમ રૂઠયા જુગદીશ. ૫૩ યાદવ કૈરવ આદીક ભુપે; સરખુ ન કોયે કામ, બળહારી ભગવત બેઠા સઊ, મુખ પાડી નીજ ઠાંમ. પોહોર દીવસતાં રહયો પાછલો, બોલ્યા દ્રુપદરાય, ઇચ્છા હોયતે ઉઠો નીકર, હું અરપુ કન્યાય. ૫૫ ફરી અક્ષાખીમાં કરશ્યો કોઇ; ઉઠયા તેમાં આપુ, નિર વિકલ્પ નિશ્ચેયે માહરો,' મેં પરખ્યું બળમાપુ. ૫૬ વિશ્રામ. માથુ દેખી ભુપબળ, કહોતો જેઉં કન્યાયરે, લાલ્લચ્યથી લોભી વધો; તાં દુર્યોધનરાયરે. ૧ છેવટ છત્રપતીવીના કયમ કારજ્યયે થાયરે; રેવારસીક જોતાં તાંહાં, ઉઠયા મરડી કાયરે. ૨ ઇતિશ્રી ભાષા ભારતે શત શાહસ્ત્ર સહીતાયાં આદી પર્વ મચ્છવેધ પાખ્યાને કવીશ્રી રેવાશંકર વીરચીતે, શીશુપાળાદિક ભુપ સ્થંભ વિધી પરીશ્રમ વર્ણો નાંમ ષષ્ટો અધ્યાય. ૬ ॥ છ ॥ છ ॥

---

## અધ્યાય ૭ મો.

---

રાગ ધનાશ્રી. વૈશમપાયન કહે સુંણ્ય રાય, કહુ મચ્છવેધની કથાય. ૧ ઉઠયો દુર્યોધન તવ ભુપ; જેનુ સોમના સરખુ સ્વરૂપ. ૨ મણીમુગટમાં ન ઉત્તમ મડીયા, જાણ્યે જુકિતયે ભાનુરે જડીયા. ૩ પેહેરયો જરીયાંની સુરવાળ, કશીકમરમાં તરવાળ. ૪ માંથે નોધ્રરૂ નૌતમ છાજે, તેના તેજેતે ઉડગણુ લાજે. ૫ કાને કુંડળ ઝાક ઝમાળ, રાજ વંશીને રૂપનું આળ. ૬ પ્રૌઢ ગાત્રને બાહુ વિસાળ, કાવે હસ્તીનાપુરના ભુપાળ. ૭ વરવા કન્યાના ઉરમાં ઉમંગ, પીઠી ચોળી ભાસે પીળુ અંગ. ૮ ખમા ખમા અનુચર ગાય

શીશ સોનાનુ છત્રધરાય. ૯ જેવો મદ ઝરતોમાતંગ; દીસે લોચન લાલ-
સુરંગ. ૧૦ ધરા ધ્રુજે છે ધીરને પાયે, આવ્યા સ્થંભની પાસેરે રાયે. ૧૧
કર સ્થંભે ધરે ખશી જાય, ઊંચુ ભાળીને વિસ્મય થાય. ૧૨ બોલ્યો કયાં
ગયા દ્રુપદરાય, તારે બળીભદ્ર ઊઠી ત્યાં જાય. ૧૩ કહો કયમ ભાઇ છે કશુ
કામ, વદે દુર્યોધન તેણે ઠામ. ૧૪ ખરી ખરી ખોડય ખોળી સ્થંભમાં છે.
હાંને પ્રથમ પગથીયાં તે કયાં છે. ૧૫ ફરે ફોગટ દ્રુપદ ફુલ્યા, જુવો કયાં છે
નીસરણીરે ભુલ્યા. ૧૬ આવુ કરતાં ન આળસ આવ્યુ, કોઇ કાંણે આ કામ
કરાવ્યું. ૧૭ કારીગરનાં હું કાંડાંરે ભાગુ, સાશેયેક ન મુકયુરે ખાંગુ. ૧૮
કયાં છે કરવાનાં ઊચે વિરામ, જુવો થડથી કથાળ્યુ છે કામ. ૧૯ પેલુ
પુછ્યુરે હોત જોહાવું, તોહું સરવે સમારે બતાઉં. ૨૦ આવડુ ઉંચુ બાંધ્યાનું
કામ, કરયુ વેડે કે બેઠો કે દામ. ૨૧ હુના હોત જો હીંમત ધારી, હેની
કન્યા હે રહત કુવારી. ૨૨ કરયુ પડવાનું કામ આ થંભે, કરયુ ચોપડયુ છે
જુવો સ્થંભે. ૨૩ બળદેવ કહે સેલુ હોય કાંમ, શીદ ભુપ તેડે આ તમામ.
૨૪ દુર્યોધન કે નીચે ભોમી બારૂ, ખશી પડવાનું ફાવત સારૂ. ૨૫ ઠેરચ
ઠેરચ મતી થઇ ટુંકી, જુવો ખુંટી એકે નથી મુકી. ૨૬ બળવીરકે ચઢયે
ના હોય; તારે મહીપત્યે મરડયુ રે માં. ૨૭ કરો કંન્યાને તેવડે તાર, મને
વળતાં નીલાગે વાર. ૨૮ ગ્રહી ધનુષ પોતાનું નેં ચઢીયો, મુકે મરકટ
ફાળેરે હડીયો. ૨૯ આડાબીડ છે અંગ અતોલે; ચઢયો થંભ તેને સમે
ઝોલે. ૩૦ જાંણ્યું સરવે કે કરસે આ કાંમ, જેની જક્તથી જુદિ છે હાંમ.
૩૧ ત્રાંસ પાત્રે તે પોત્યોરે રાય; તોળીયેક કરે નીજ કાય. ૩૨ રહ્યા તાકી
જોવા જગી તાંહ્ય, મુકય સમપદ પાત્રની માંહ્ય. ૩૩ ઠરીથીરને ગર્જના કીધી
હાક દ્રુપદરાય ને દીધી. ૩૪ તાણ્યુ ચાપતો ભુનભ હાલે, કહો સર્વ કર્ણ
ગુણી ઘાલે. નદીમાં ને ને તો મરશેરે કુટી, જશે તાળ વાંકો છુ જે ટુટી. ૩૬
લાવ્ય કન્યા તુ સગપણ સાંધી, આજો આવ્યો છુ મીઢળ બાંધી. ૩૭
જુવો શાજન મારી સોભાય, કરૂ વરઘોડો હાવે હું રાય. ૩૮ તાંણ્યુ કોડંડજ્યે કર
માંથી,ખશ્યો ચરણુતે ત્રાજુવામાંથી. ૩૯ લાગ્ય છુટયોનેં તાં લડથડીયા;રહ્યું ચા
પનાં ભુતળ પડીયા.૪૦ રહ્યુંમિંઢળનેમુવાલાજી, ભરી ભુપને હલદર સાજી. ૪૧
આળી ગાળાં લગને રે વેહેવા ફરી નહી ચઢુ ચાપ ચેલેવા. ૪૨ પડ્યો મીન

ચરોકેરે નહી, મેંલા મારયુતુ મચ્છની મહી. ૪૩ જાયે ઉંચો જોયે શરધાર, તારે લાગશે પડતાં રે વાર. ૪૪ હાવે પુત્રી મને પરણાવો; કરૂ યંત્ર વેદ્યા પછી દાવો. ૪૫ કહે દ્રુપદ પડસે આઠાર, તારે કયેમ લગાડીશું વાર. ૪૬ નૂપકે પડે સીંધુમાં જઈ, તેનાં કાંણુ સરીગત ભાઇ. ૪૭ જોયું દુરબીંદે સઉ મળી રાંણે; દીઠો મચ્છને તેજ ઠેકાંણે. ૪૮ દુર્યોધંન કહે ભરાયોએ આડો, હવે સ્થંભ હલાવીને પાડો. ૪૯ થયો દ્રુપનેતાં ઉચાટ; વળ્યો ક્ષત્રીના કુળનો કહે ડાટ. ૫૦ જસવિદ્યા નૈકોને હાથ્યે; પળી પાંડુના પુત્રની સાથ્યે. ૫૧ મેંતો યેપર આદરકીધો, પરણી પુત્રયે લાહાવો ન લીધો; ૫૨ સુવા વડયમાં શું સુંઠ નલાવી; ચરી કોનીમાયે નથી ખાધી. ૫૩ હોત પાંડુના પુત્રજો હાવે, મહારી આવેળા છેકન આવે. ૫૪ થયા ગદ ગદ કૈને ભુપાળ તેવે ઉઠયો કરણ તતકાળ. ૫૫ દિસે આકૃતી અર્ક સમાંન, મકરા કૃત કુંડળ કાંન. ૫૬ ધર્યુ કનક કવચ બળવંત; મણી મુગટમાં જડીયા અનંત ૫૭ ભાળે કેશરી અરચારે કીધી; મૃગમંદની સુવાસમે લીધી. ૫૮ કશી કચ્છને કંમર બાંધી, વિટી ઝાળી કુમતડેરે નાંધી. ૫૯ મણી મોતીને તેજે શોભાવ્યો, સુર્યે જાંણ્યે સભામાંહે આવ્યો. ૬૦ પાયે ટોડો કનક નાંરે મહાલે; ચર્ણે ચાલતાં મેદની હાલે. ૬૧ દેખી અવનીના અધીપતી લાજે જેવો ઉડગણે ઇંદુ વીરાજે. ૬૨ છે પ્રત્યંચાનાં આંટણ હાથ્યે; રાજ્ય રેખાઓ અંગની સાથ્યે. ૬૩ રકત શૈલના સરખુ છે અંગ ઉઠી આવ્યા તે દ્રુપદ સંગ. ૬૪ તંમ્યે કયમ કહ્યું ની કોઇ સુર, બાકી છે હજુ હસ્તીનાપુર. ૬૫ દુર્યોધંનને પવન પીડીયા તંન; તેથી પડીયાને પ્રગટયુ વિઘંન. ૬૬ હું હેને કાજ્યે આચઢુ વ્યોમ, પાડુ મચ્છને પલમાંરે ભોમ્ય. ૬૭ હાવા શસ્ત્ર વેધુમીંન સાથ્યે; કેતો અશીબાંધી ચઢુ હાથ્યે. ૬૮ છિદ્ર શસ્ત્ર કરૂ યેક બાંણે, કે તો પ્રષ્ટે ચઢુ આ ઠેકાંણે. ૬૯ કહેતો ઉર્ધ્વ પદે ચઢી જાવું; વિધુ મંડળ તોડીને લાવુ. ૭૦ કેતો તુડણુ અગ્રેમીંન પાડુ, કેતો સ્થંભ આકાશ ઉરાડુ. ૭૧ મનમાં મામવે ધારી તલાસ પોત્યા નારદ દ્રૌપદી પાસ. ૭૨ જાણ્યુ કર્ણ કન્યાનેરે સાહાસે, મારે યુદ્ધ જોવાનું રે જાશે. ૭૩ કન્યા કેર પ્રભુ કયમપર વરીયા, ત્યારે મુનિ મુખ પાડી ઉચરીયા, ૭૪ નારદ કહેતુ સુતા મુજ જેવી તે પણ ગોસ્ય પુજીતીરે કેહવી, ૭૫ છેવટ દાશીનો સુત તુને વરશે, પેલો

કર્ણુ મચ્છવેધ્ર કરશે. ૭૬ તુને સાંપશે બીજાને હાથે, લખી મુકજ્યો આ મંન સાથે. ૭૭ બેહું કામ કથળવાને તાહારૂ, તેથી કાળજુ દાહાજેરે માહરૂ. ૭૮ માટયે ચઢતુ વેણે વિશ વાજ્ય, બાંધો પાણી પેહેલી તમ્યે પાજ્ય. ૭૯ ગાડી જા જતિ પડશેરે ધાંચે. ગઇ તિથી ફરી વિપ્રની વાંચે. ૮૦ તંમ્યે ને માંના માહારી વાંણી, ફરયુ છે લે કયારે પછે પાણી. ૮૧ વર્ણ્યાનાર કહે ને તાંહદાસળી, કન્યા તે કર્ણુની પાસ. ૮૨ રવી સુનું જાણયે ત્રત કાળ, આવી આરોપવા વરમાળ. ૮૩ કરે હે મચ્છ મારૂ યેક ચોટયે. માળા ધાલ્યપ દુર્યોધન કોટયે. ૮૪ પડીભ્રાતી અન્યો અન્ય યેવી, ભ્રગ શુકને જાણુ ફળ જેહવી. ૮૫ બોલી ગરજીતાં દ્રુપદ સુતાય, સુણો સર્વે સભાસદ રાય. ૮૬ મચ્છ વેધશે કર્ણુયે હાથે, પણ હુ નહિ ફરૂયેહની સાથે. ૮૭. દાસી પુત્રયે ને ક્ષત્રાંણી, સમો વડય શોભે ને પટરાંણી. ૮૮ મોતી પાવકમાં પડે જેવુ, ધટયુ તેજ કરણુનુરે તેવુ. ૮૯ બેઠો આસન ઉપર આવી, દુર્યોધનને બીના સમઝાવી. ૯૦ તુજ માટયે હું કરવાને ચાલ્યો, વાંધો વીનતાયે વચ્ચમાંરે ધાલ્યો. ૯૧ કરો એકો મળી સઉરાય, એની કોઇ વરેની કન્યાય. ૯૨ કરી યુકતી પરસ્પરયેવી, પછે જીતીને કન્યાએ લેવી. ૯૩ સઉની ચેષ્ટા તે કરવા ને કાજ્ય, યેણયે ટોળ્યે કરયા સઉ રાજ્ય. ૯૪ સઉને કરતમી કાંમે બઝાડયા હેત દેખાડી હેઠાણુ પાડયા. ૯૫ સંપે મેળવી લજ્યારે લીધી, કાળા મ્હોંને આશી ક્રુતી ક્રાધી. ૯૬ માપ મુકવા ઉંડોમાં કોઇ, બેઠાં સંપ કરી બળ ખોઈ. ૯૭ વિશ્રાંમ. ખોઇ બળ બેઠા સઉ. કોઇ નવ ઊઠેરાયરે. પોર રહો દીન પાછલો દ્રુપદ વ્યાકુળ થાયરે ૧ સભા સમીપે સાદ દેઇ. બોલ્યા કરીને ક્રોધરે, રેવારસીકને કે ગયા, જગથી હડતે જોધરે. ૨ ઇતિશ્રી ભાષા ભારતે શત શાહસ્ત્ર સંહીતાયાં આદી પર્વે મચ્છવેધ પાખ્યાને કવીશ્રી રેવાશંકર વિરચીતે દુર્યોધન ડંડ પતનો નામ સપ્તમો અધ્યાય ૭.

## અધ્યાય ૮ મો.

રાગ સીંધુ. છે સુરસભા કોઇ, ઉઠી શરાસન સાહે; દ્રુપદરાયનું પણ પાંહાંકેલુ, આ ચોઘડીયે જાયે; છે સુર સભાકોઈ, ઉઠી સરાસન સાહે. ૧ ટેક. મેંમેળો મહીપતી નાં કીધો સુખે જાવાને માડયે; સેમાં સ્વયંવરનાં ચાલ્યો શું મુખ લેપ વળશ્યો વાટયે, છે સુર દ્રુપદ. ૨ પરશુરાંમે ક્ષત્રી ખોહ્યા, વીધવાયો રે નારી, વિપ્રની સાથ્ય વળુંધી વીનતા; તેની વંશ વધારી; છે સુર, દ્રુપદ. ૩ રડયુ ખડયુ કો રાજ બીજ હોય તેણ્યે મચ્છ વિંધાય; સોમણ સાબુ લેઇ ધુવે પણ ગરધવ ગાય ન થાય; છે સુર, દ્રુપદ. ૪ તનયપિર દ્રુટી પડતા તે; બેઠા મરડી મુડી, કરગરવા દહાડો આવ્યો તમે; પેહેરો કાંકણ ચુડી, છે સુર; દ્રુપદ. ૫ કંન્યા લેઇ કુપે પડવાની મહારી વેળા આંણી, જાતીભેદ ક્ષત્રીમાં ખાંપણ; તે હાવે મેં જાંણિ છે સુર, દ્રુપદ. ૬ આરત્યમાં અરથે આવેકો; એવો એક ન મળીયો ક્ષત્રીન. કુળમાં ખો સઉ તમ્યે; કયેમ પેરી શાંસ્ચળીયો, છે સુર, દ્રુપદ. ૭ કનક કવચ લજવો પેરીને; મીથ્યા મુંછો મહેડી, ધચુમલાં વળી ગોઠવી બેઠા, જયમગ ગાઢેરયો ધરડી, છે સુર દ્રુપદ. ૮ વાટયે પડયુ વરવાનુ હોય તંમ, આવ્યા પીઠી ચોળી, ભળતામાં ચારી નાંખી મહને, હૈયે ધિકે હોળી, છે સુર, દ્રુપદ. ૯ કો જોરાવર જાગીઉઠો, ઘો ઉગરયાનો આરો. ભવસાગરમાં બુડતાં ઝાલે, કો વેગે કરમાહારો, છે સુર, દ્રુપદ. ૧૦ મળી મેદની જોવા ઝાઝી, માપ સરવનું જાશે, આ વરઘોડો વિશ્વ થયો તે, હાંણ્ય હસારત થાશે, છે સુર દ્રુપદ. ૧૨ વરણ સઊ વાતો કરયેને, વદશે ગરજી ગાઢુ, પરીયાંનું પાણી નવ રેહેતો; મુવા કરતાં માઠુ, છે સુર; દ્રુપદ. ૧૨ કઇને જીભ વળી કુચો પણ, કો ઉત્તર નવ આપે; બગ પાવશ બેઠા સતમ સરવે; ઉઠી ન અડે ચાપે, છે સુર; દ્રુપદ. ૧૩ વાર ગડયુ ક્ષત્રીનું કોહોનો; જઇ વાડવને જાચુ, સરેદ્રી સુત વીસા કરસે તે; મારે ગણવું સાચુ, છે સુર; દ્રુપદ. ૧ જોજ્યો કો કપરૂ પણ કરતા, એમ કહી કળ-

કળીયો; કંન્યા કરમે કોપ કર્યો તે; તાં પારથ પર ઝળીયો, છે સુર દ્રુપદ. ૧૫ દુર્યોધંન ત્યાં ગરજી બોલ્યો; કાંમ કરયુ તંમ્યે સારૂ; ખરૂ ખોળી કહાઢુ આ સઉને, મરવાનું મોહો બારૂ; છે સુર, દ્રુપદ. ૧૬ હોંત ધનંજય જો જીવતોતો, તમે કરતહૈ પુરો; આ સઉને શરપાવ મળ્યા કોહો, ચેકે રહ્યો અધુરો, છે સુર. દ્રુપદ. ૧૭ આ તજવીજ જોતાં, પાપી પ્રાંણ ન જાયે; જો જળ કુંડન નીચે હોયતો, ઘર ભેળોના થાયે, છે સુર; દ્રુપદ. ૧૮ પ્રાંણ જવાનો પંથ બતાવો; તે સઉ સમઝે મનમાં; આ વરવાથી વસવુ સારૂ, સંન્યાશી થઇ વનમાં, છે સુર; દ્રુપદ. ૧૯ દ્રુપદ કહે હું ક્ષત્રીખોળુ, કયાં કન્યા પરણાવું; રમા નાથ જોર જાકરોતો, શ્રમ સભામાં જાવું, છે સુર, દ્રુપદ. ૨૦ બળભદ્રજ ઉઠયા, ક્ષત્રીવટ દેખાડુ, હળમારી ને મચ્છ વેધનાં; યંત્ર તોડી હું પાડુ; છે સુર, દ્રુપદ. ૨૧ ધરા ધુજવા લાગી તારે, કંપી સરવે સભાય; ધરણી ધરનાં લહી ધુજારો, તાંવારે વૃજરાય, છે સુર; દ્રુપદ. ૨૨ બંધુકાંમ તમારૂને યે, ફરતા દ્વીજમંડળમાં, હમણાં હાકી ઊભો થાશે, પારથ તે આ પળમાં, છે સુર; દ્રુપદ. ૨૩ રાંમ કહે પારથ પ્રજળ્યોને, તે હોય હે કયાંથી, વૃંદાવન વાસીયે વરણી, વાત સળંગમાંથી, છે સુર, દ્રુપદ. ૨૪ ભુપતી કેહ બ્રાહ્મણમાં બળહોય, મચ્છવેધનું જેહને, તો કોડયે કન્યા પરણાવું; કુળન પુછુ તેને, છે સુર, દ્રુપદ. ૨૫ વિશ્રાંમ તેને કુળ પુછુ નઇ, છેકો વાડવ વીરરે. ૧ આળસ મરડી ઉઠીયો, અકળગતી અરજુનરે, રેવારસીક રાજી થયા, દુભ્યા સઘળા મુન્યરે. ઇતિશ્રી ભાષા ભારતે શતશાહસ્ત્ર સહીતાયાં આદીપર્વ મચ્છવેધ પાખ્યાને કવી શ્રી રેવાશંકર વિરચીતે દ્રુપદ કોપ વાકય વર્ણોનામ અષ્ટમો અધ્યાય. ૮ ॥ છ ॥ છ ॥ છ ॥

## અધ્યાય ૫ મો.

રાગ મલ્લાર. પણ ભુપતનું જાંણીને, પારથ બોલ્યો વાંણી; કૃપા ગુરૂની હોયતો; હુ ઊઠુ આદર આંણી, મચ્છવેધની વિદ્યા કરૂ, નીરણે આપળ

નાંણી; ધિરધનંજય દેખી રેરેરે હો, મુનીવર બોલ્યા મહીપતિરે. ૧ વિપ્ર અબળ કરી વરણે, તે બહુબળ દેખાડુ, યેક શરે તોડીને, હુયે મચ્છ હેઠો પાડુ, આ જયગમાંજ સથાશે, નક્ષત્રી ખાખ ઉરાડુ, ધીર ધનં-જય દેખીરે. ૨ વિપ્ર કહે ધન વિરા, જો મચ્છ તપે વિધાય, ત્રીલોકે કીર્તી તાહારી, ને વધે વિપ્ર મહીમાય; પુર પતી સધળા બેઠાતે, હવડે હળવા થાય; ધીર ધંન જય. ૩ કોદ્રીજતાં કળ કળીયા, કહે કયાં બેઠોતુ નડવા; અજ્ઞાંની કયાં ધારયુ, તેં હમને માર પડવા; જાંણુછુ જે નૈદેઉતુ કોને કોડી જડવા; ધીર ધંન જય. ૪ બરબડતો સાંભળશે તો, સઉને મુંકે કાહાડી ભીખ માગવા આવ્યો, કે લંપટ લેવા લાડી; મુખજો મચ્છ વેંધ્યાનું; છો ધાંનવનાનાં ધાડી, ધીર ધંન જય. ૫ ખરા ક્ષત્રી જ્યાં થાકયા; તાં કાંણુગજુ કહે તાહારૂ, ભ્રષ્ટ ભાગવા બેઠો; તું ભીખનું પૌત્ર હમારૂ, નીર મુખ પાછુ જાશે; આ સરવે લંધર લાહારૂ, ધીર ધંન જય. ૬ ઉન મત આ અરભક છે; તે ઉભો થાશે હાંથી, તાં તગડીને કાઢે; સઉ વાડવ મંડપમાંથી, પાસે આવી બેઠો; આકરમે કાઢો કયાંથી, ધીર ધંન. ૭ કોઈ વિપ્રકે ઉઠો; કરતા આપડું શું જાશે, પ્રચંડ ભુજ હેના છે જો હરી કરેતો થાસે, લાજ વિપ્રની વધશે ને; ચોગમ ભુપતી ચાહાશે, ધીર ધંન જય. ૮ કદાંપી જો નઇ થાયે; તો વીકળ કરીને વાહાયો, બ્રાંમણ થઈ છુટીશુ, કે છીયે તમારી ગાયો; ટેક રેહેતો કહીયે, કે વિપ્રતણી વિધાયો; ધીર ધંન જય. ૯ પારથ ઉઠી લાગ્યો તહાં ધૌમ્યરૂષી ને પાયે, કો બ્રાંમણ ભડકણુતે; તાં પ્રથા પુત્ર પટસાહે, વિર વૃકોદર કોપી તાં કંઠ ડાબવા જાયે; ધીર ધંન જય. ૧૦ પ્રણુમી સોમપ સઉને, તાં ઉઠયો આળસ મરડી; ધરાધ્રુજવા લાગી, દ્રગ કાળ સરીખી કરડી; અજાંન બાહુ આવ્યો, નેં ઉઠયો સ્થંબજ ધરડી; ધીર ધંન જય. ૧૧ ચોમગ આવી રીધી, તાં દ્રષ્ટી જેણીવારે; થરથર ભુપતી કંપ્યા, રેં તનમાં ત્રાસ્યા ત્યારે; પારથકે કચંમ વેધુ, નૈ ધનુષબાંણુ કર માહારે; ધીર ધંન, ૧૨ કૃશ્ન ચંદ્રતાં ચેતીને પાસે આવી પુછે, પારથકે વેધાળુ; જે પાસે ચાપ પડયુ છે, માધવકે મનમાંને; માગીલ્યો તેમાં શુછે, ધીર ધનં જય. ૧૩ અરજુન ચોંમગ જોઇકે; શરચા પકરણુનાં આપો, રવી નંદનકે લ્યોભૈ; જસ વિસ્વ તમારો વાપો, પલમાં

તોડી પાડો; એ યંત્ર મચ્છનાં ત્રાપી, ધીર ધંન જય. ૧૪ ઢીંચણુ મારી ધીરતાં કડાક ચાપ ચડાવ્યુ; દિગ્જ ડોલી ઉડયા, નભયાદેસર્વ ભરાવ્યુ; ધરા ધારતાં ધ્રુજ્યો, ઉદ ધીજળ ઉંચુ આવ્યુ; ધીર ધંન જય. ૧૫ કરણ કેહે, દુર્યોધન આ, વીપ્ર નહી ક્ષત્રી; પડે પારથની ભ્રાંતીછે બળીયો લક્ષણ બત્રી; દ્રુપસુતાયે વરસે, તમે લખી મુંકજો પત્રી; ધીર ધંન. ૧૬ નારદ નરખીનાઠા, તેવાસવકેરે વાસે, ઈંદ્રિ આદર દીધો, હરી મન બોલ્યા ઊલ્લાસે તવ સુતમાં મચ્છવેધે, નેપટ પારથની પાસે, ધીરધનં. ૧૮ મળ્યા સભા સદટોળે; તાં અમર વસ્ત્ર લેઇ ચાલ્યો સ્થંભ ચઢે તે વેળા, અંત્રીક્ષ રહીને આલો, એક પુત્ર અવનીમાં, તે હશે તમોને વાહાલો, ધીરધંન. ૧૮ સજી સર્વ વૈમાંને, તાંત્રીદશ આવ્યા ધાઇ, નારદ કોના જાણે; તમ બેઠા આસન જાઈ, પારથ થંભની પાસે, ત્યાં ઉભો સાયકસાઇ; ધીરધન જય. ૧૯ ઉર્ધ્વપદે કે પ્રષ્ટે ચઢુ, કોહોતો કુદીને વળગુ; કોહોતો શર મારીને, કરૂ આભામંડળ અળગુ, ભાંનુમંડળ ભેદુ, જે તે તાપે ને સળગુ, ધીરધનં જય. ૨૦ કશી કચ્છ વાણીને, ત્યાં ચડવા તતબર થાયે. દ્રોણગુરૂને પ્રણમી, તાં કર કોડડજ સાહ્યે; ફાળ સ્થંભ પર મારી, જમ કપીવર દોડયો જાયે, ધીરધનં જય. ૨૧ પવન પુત્ર ભુજ પો હોળેજે સ્થંભ વળે નીહાળે, પડે પારથ જોયા છે, તો યંત્ર સુધી ઉછાળે, અડાબીડના સાહામુ; ચઢતાં તાં પારથ ભાળે, ધીરધનં જય. ૨૨ પારથ કે નપડુ હું, જો ફરતી માર કાળુ; પવન પત્ર કે પડીયા, તે ભુપતી નજરે ભાળુ; જોથાકુતો પડયો તુંતે મચ્છ સુધી ઉછાળુ, ધીરધનં. ૨૩ દુર્યોધન કે ઉભો આ; અડાબીડ કયાં અડશે, કર્ણકે હે વાડવતો, ઉપરા ઊપરી ચડશે; નટ પેઠે નાસે છે, યે પ્રવીણ તે કયમ પડસે, ધીરધનં. ૨૪ યેકશ્વાસે જે ઉચો, તાં ચડપ ત્રાંશ ને સાહયે; ગુલાંટ મારી મુકયા; ત્યાં બે પડખાંમાં પાયે, ચાપ ચઢાવી તાંણ્યુ; ટંકાર ત્રીલોકે થાયે; ધીરધનં જય. ૨૫ જેપુર પતીશર ધારે, તેની સેના વાદ્યવ જાડે, સુરચઢાવા કાજ્યે, તે નીશાંન પર ઘા પાડે. આચમની લેઇ કરમાં; સઉ વ્રાડવ તુંબી વગાડે, ધીરધનં જય. ૨૬ ઉર્વ કરે શર સાંહી, ને જળમાં જોયું ધારી સુર અત્રીક્ષનીહાળે; ને નીચે સઉ નરનારી; દ્રુપદ સુતા કે રાખો, લક્ષ્મીવર લજ્યા માહારી; ધીરધનં જય. ૨૨૭ ધરમ પુત્રતાં બેઠા,

તે રામ કૃષ્ન પોકારે, પારથ પાછળ ચડજ્યો, વૃંદાવન વાસી વહારે, આ અંત્રીક્ષ રહયો છે, તે ત્રીકમ તહમ આધારે, ધીરધનં જય. ૨૮ કરે કોડંડજ તાંણ્યુ; નાભોમ ડળ કડકડીયુ, સણુણુણુ તે શર છુટયુ. તે જતુ મચ્છમાં અડીયુ, ગગન ગર્જના કરતુ, તે જૈને જળમાં પડીયુ, ધીરધનં..૨૯ દેવ દુંદુભી વાગ્યાં ને વરત્યો જય જય કારે, વાસવે વસ્રજ આપ્યાં તાંહ પારથને તે વારે, વિચીત્ર વેશ ધરીને, ઉતરીયો સ્થંભાધાર, ધીર ધંન જય. ૩૦ મકરા કૃત કુંડળબે વિદ્યુ વત મુકુટજ માંથે, સ્ફા-ટીક કૌસ્તુભે મઢીયાંબે કનક કડાંછે હાથ્યે; કંદ્રપ સરખી કાયા, જડી કનક કવચની સાથ્યે, ધીરધંન. ૩૧ જડાવ કર આંગળીયો; કરી સોનેરી સુરવાળ, જરીયાંની શેલાંની; બાંધી કંમળ ભુપાળ, કેસરી અરચા કીધી; ઉર પારીજાતની માળ, ધીરધનં જય. ૩૨ નરખી નરપતી લાજ્યાં, અહીથી પાંમર પરવરીયો; તે સાટે સ્રી વરવા, શું વાસવ વર ઉતરીયો; કર્જ્યોન કોયે જાયે, મુળ મણીને કુંદન ભરીયો; ધીરધનં. ૩૩ ત્રીલોક મોહન તેજે, છેરાજીવ નેણુ રૂપાળાં; નરપતી વરવા ધારે, જોઇ હરખી દ્રુપદબાળા; પારથને પડી પાય; અરપી કંઠે વરમાળા, ધીરધનં. ૩૩ હરી કાપડીયે કન્યા, અધીપતીયે આશા છોડી; સમવીધીયે બેવડીયાં, લેઇ કણુકે થોડી થોડી, સુર સતિએમ શોભે, જંમરમા રસીકની જોડી; ધીરધંન જય. ૩૫ પુરપતિ લજ્જા પાંમ્યા, ઉતરીયાં સઉનાં પાંણી; થવા સ્વયંવરે ટોળે, સઉ સંપી વદીયા વાંણી; હણી કાપડી ને લેવી, એ જાય નહીં ક્ષત્રાંણી; ધીરધનં જય. ૩૬ વિશ્રાંમ. ક્ષત્રાંણી ક્ષત્રીવરે, સોર બાંધો વાટયરે; કજાતીયે કન્યાવરી. અંતર હવો હવો ઉચાટરે. ૧ ધરમ પુત્ર સેહેદેવ બે ભીક્ષા લેવા જાયરે, રેવારસીકરાજી રહ્યા, પણ સંગ્રામજ થાયરે. ૨ ઇતિશ્રી ભાષાભારતે શત શાહસ્ર સંહિતા યા આદી પર્વ મચ્છવેધ પાખ્યાને કવી શ્રી રેવાશંકર વિરચીતે, અરજુન મચ્છવેધ કૃતો નાંમ નવમો ધ્યાય ૯ મો ॥ છ ॥ છ ॥ છ ॥

## અધ્યાય ૧૦ મો.

---

. રાગ ધનાશ્રી. વૈશમપાયન કહે સુણો રાય, પછે ભુપતી મનમુઝાય. ૧ સરયુ કોઇનું નાહી કાજ, લીધી લંપટે આપણીલાજ. ૨ પેમુ આ ફેરેજોયેને પડશે, કયાંથી ક્ષત્રીને કન્યાયો જડશે. ૩ સાચી કાપડીને સજાદેવી, મારીકુટીને કન્યારે લેવી. દુર્યોધન કેમ મચ્છ ને તાડયો, ખળે રહેલો પાપીયે પાડયો. ૫ કન્યા સુજને દેજ્યોવીર ટોળી, જુવો આમેતો પીઠીરેચોળી. ૬ મ.૫ મીઢળ બાંધ્યાનુ રાખો, નીતો થાશે માહારો જગ શાખો. ૭ કર્ણ, શલ્ય શાલ્વ શીશુપાળ, જરાસંધાદિ મળીયા તે કાળ. ૮ મારી મારગે કન્યારે લેવી; કરી યુક્તિ અધીપત્યે યેવી, ૯ ભુપ લડવાને તતબર થાય, તેવે આવીયા દ્રુપદરાય. ૧૦ જમ્યા વીના નહિ જવાને દેઉં, તારે ભુપ કે જંબાનુ કેવું. ૧૧ સુતા દેવાને સોજે જાતી, જાવો તેજે તમારીરે જ્ઞાતી. ૧૨ પીયે પાંણી તમારૂરે જેહ, રહે નાત્યની બારણે તેહ. ૧૩ નથી નાત્ય જણાતીરે જેની, આપી લાવજ્યો કન્યારે યેની. ૧૪ મુકયો વર કન્યાનો વેહેવાર, સઊ સંપીયા ભુપ અપાર. ૧૫ ઘણા દીવસ જમ્યા તહમ ઘેર, હાવે મહીપતી રાખોરે મેહેર. ૧૬ યેમ બોલિયા કૌરવનાથ પડયા હેઠા દ્રુપદનારે હાથ. ૧૭ મુની મંડળમાં ગયારાય; કન્યા આપીની કુળ પુછાય. ૧૮ વિપ્ર વરણે છે વરતણુ રૂપ, ઉઠયા સર્વ સભાથકી ભુપ. ૧૯ નાત્ય બારય કેહ દ્રુપદ ટોકી રહ્યા ચોગમ મારગરોકી. ૨૦ આપી વિપ્રને વળતી વીદાય, સઉ સોમપરાજિરે થાય. ૨૧ ભિમ પારથ કન્યારે હાથે, ઉઠયા મુંની મંડળ તેની સાથ્યે. ૨૨ વિપ્ર કેહ ધરષોમાં તમ્ય બિક, અમ્યે સોમત્યમાં છિયેઠિક. મારી તુંમડાં ફોડિશું શીશ વધુવાજાથી પાડિશુ ચીસ. ૨૪ પુઠયે દ્રષ્ટધુમન આવ્યા, નમી પારથને સમઝાવ્યા. ૨૫ સઉ અધિપતી ભરિયા ઉમંગ, વાટયે વળગશે તે તમસંગ. ૨૬ માટયે મંદિરમાં તમ્યે ચાલો, નિજનાત્યનાં ઉત્તર આલો. ૨૭ કન્યા દેઇ કેહ પુછયાનું શુકામ, મુને કરવા દે રણસંગ્રામ. ૨૮ ભિમકે હમો સાતાઇ જૈયે, તાહરે જાત્યથી જુદારે થંયે, ૨૯ પારથ કેહ રથ અસા જે

લાવો. જાત્ય જ્યુદ્ધમાં જોવાને આવો. ૩૦ વૃકોદર કેહ સગા તમ્યે કાવો, તેવો પાટડો પ્રૌઢ બતાવો. ૧૩ નમળે મચ્છવેધનાં ટેક, નહિતો ઝાઢજુંનુનીરેહેચેક. ૩૨ આવિ યુદ્ધમાં આજ જો દાવ, કરૂ રાણોને રોળી તલાવ. ૩૩ સુણી શબ્દ શાહાતા થઇ ધાયો. રથ જોડિઆ યુધ લેઇ આયો. ૩૪ ભાથા ભરવી બે પારથે લિધા, પછે સેહેદેવ સારથી કીધા. ૩૫ કન્યા પારથે પાસ બેસાડી. મુકયો ચાપ આગળ શર કાહડી. ૩૬ પુઠયે શીખડિ સેનાને લાવ્યો, તેહને પારથે જે સમજાવ્યો. ૩૭ કરે ભુપતી તમ પર કેર, વળો સેના લેસન મુખ ઘેર. ૩૮ માહારી પુઠયે વૃકોહરવિર. ભિડય ભંજન બળગંભિર. ૩૯ કરે-ગર્જના સંભળિ ચરણુ, ત્રાસે કે સરથી જેમ હરણુ. ૪૦ માટયે સેના લઇ મંદિર જાવો, રણજોવાને રાજવિ આવો. ૪૧ પુઠયે વાડવ સેનારે ધાડી, ઊભા તુંબાં ને ચરમ ઉપાડી. ૪૨ ઉચ્ચાં-દરભનાં આસન ઝાલ્યાં, કોયે ઉપાંન હાથમાં ઘાલ્યાં. ૪૩ મારિરાયતે જીતી શ રોડયે; હમ્યે બળિયા છિયે તમ જોડયે. ૪૪ પારથ કહે તમ્યે કૈ બેસો ઠાંમ, યેતો શત્રુ વરિ સંગ્રામ. ૪૫ યેમ કહી દ્વિજ ઓથેરે ઘાલ્યા; સુર સંગ્રામે સનમુખ ચાલ્યા. ૪૬ કર્ણ શીશુપાળ જેહ, આવ્યા આંતરિ ચોંમગ તેહ. ૪૭ કાર કૌરવનો સઉ કહાડુ, વૃકોદર કેહે વૃક્ષ ઉપાડુ. ૪૮ ધાયા દોદશથી સઉ સુર, જયમ ચઢિયુ તે સાગરપુર. ૪૯ કાપડિ હરી ચાલ્યોરે કંન્યા; ભ્રષ્ટ ભુંપે જોતાં કરયો અંન્યાય. ૫૦ કુંન્તા કુંવર કહેજો વધુહાય, મ્હારિ પાસ થકી લેઇ જાય. ૫૧ કંન્યા નૈયેતો ભુપોની કાળ; રણ રોળાવ-શે આ ભુપાળ. ૫૨ પાસે આવોતો પાંકીન લેઉ પાછા જીવતા જાવાની દેઉ. ૫૩ દુર્યોધન કહે મેં મચ્છને તાડયો, ખલઇ રહ્યેલો પાપી તે પાડયો. ૫૪ પારથકે પડયો નીરલજ નેષ; અંગે પીઠીને મુખ ફરિ મેંશ. ૫૫ નવ પર-ણાયુ પ્રથવીમાં પેંશ, કાળા મહાંના તુંઘેર શુંકેશ. ૫૬ બોલા બોલી થતાં વિષ વાપ્યુ. નાક નરપતી સરવનુ કાપ્યુ. ૫૭ સઉ સચ કરિ ગડગડિયા; દૂટિપારથ ઉપર પડિયા. ૫૮ દેછે ચોંમગ કોપથી કષ્ટી, કરે બળ નીધિ બાં-ણુની વૃષ્ટી. ૫૯ બહુ બુંમારણ રણ થાય; વિર હાક વાગી સુરધાય. ૬૦ તદે બાવળ લેજે મઝિટી, લિધો વાસવંતન રથ વિટિ. ૬૧ પછે પારથે સાયક સાધ્યુ, મારિ ચોગમ સૈન્ય હઠાયુ. ૬૨ રથવિરથ કિધારે સુર. કોપ્યો

પવન પુત્ર બળપુર. ૬૩ તરૂતાડતો સેનામાં ધાયો, જાણે કુંભ કરણ બિજો આયો. ૬૪ વાળ્યો વીર વૃકોદરે ધાણ, કરે બાટાવરા થઇ ભુમરાણ. ૬૫ પરદળને તે પ્રાજેરે કીધિ, ચાવુ ચોમગ સાંમટુ લીધુ ૬૬ મીચી આંખ્યો અડાબિડ ઝુડુડે, પડે મક્ષીકાજ્યમ મધ પુઠે ૬૭ પડે પરિઘમ મુશળ પહશી. રહિ આયુદ્ધ ધારારે વરશી. ૬૮ રથઝાલિને રથમાં પછાડે, મારી મુષ્ટીને મદગળ પાડે. ૬૯ કોના કાઢયા પછાડીને પ્રાંણ, મારિગડદાપાટુ વાળ્યો ધાંણ. ૭૦ કોને ઝાલિને ઝીકયારે કેશે, કરયા પ્રાજેકો પગનીરે ઠેશે. ૭૧ કોના કંઠ તે મરડયારે ધિરી, કોના ચરણ બે નાંખ્યારે ચીરિ. ૭૨ કોને શીષ અફાળિને મારયા, યેમ સામટા સુરસંહારયા. ૭૩ વ્રકોદર જેણી બાજુ વેધાય, તાંહાં મોકલો મારગ થાય, ૭૪ વળ્યો સેનાનાં સંહારઝારે, ધાયા સૌ વિરસંપીને તાહારે. ૭૫ કર્ણ શલ્ય શીશુપાળ જેહ, ભુરિશ્રવાને ભગદત્ત તેહ. ૭૬ દંત વક્રનેં દુર્યોધંન, જરાસંધ જેદ્રથ રાજન. ૭૭ કોપ્યા કરકરી કરતારે માર; નાંખે આયુધ અસ્ત્ર અપાર. ૭૮ ગદા ગુર્જ્ય ગોળા-નેરે બાંણ પડે મુશળમુગદળ પાંણ. ૭૯ તોમર ત્રીશુળને ભિંડિણાળ; શાંગ્ય શક્તિ ભુશુંડિકરવાળ. ૮૦ ખેટખપર ખડગના ધાય, ધિર ચોગમ મારતા ધાય. ૮૧ ભેદયુ પવનંપુત્રનું અંગ, કરયો શર વ્રષ્ટે ગતિ ભગ. ૮૨ તરૂકરનુ થયુ ચકચુરા, ધાયા સોહોર કરી પછી સુરા. ૮૩ ફરિ વળિયા ચતુર ચોફેરી, લિધો કુન્તા કુંવરને ઘેરિ. ૮૪ ધાયો પારથ-ધરિ ધનુ જ્યારે થયો ત્રિલોકે ટંકાર તાહારે. ૮૫ કરિ વીરહાક વીકરાળ, ખળભ-ળિયાં સપ્ત પાતાળ. ૮૬ કરિ શલ્યના ઉપર રિશ, છેદ્યુ સારથી કેરૂરે શીશ. ૮૭ કરી વાસવ સુતે મતી વક, ચિરયાં બાણ થકિ રથ ચક્ર. ૮૮ બાણ સરવના શસ્ત્રથી છેદે, પોત્યે પાંહાંકી તે પરને ભેદે. ૮૯ વળગ્યા શલ્યાદિ તાં શરચોટ કરયો ચોગમ બાણનો કોટ. ૯૦ માર પારથનો પડયો જ્યારે, મુકિ ટેકને નાઠારે તાહારે. ૯૧ કરયા ગજ હયરથ તે પુરા, ભડે ભાગી કરયા ચકચુરા. ૯૨ પાડે મદગળ ચોગમ ચીશ, ધુજેને પડિયાંરે શીશ. ૯૩ પવનાસ્ત્ર તાં મુકયુરે કાહાડિ, સેન્યા સરવ આકાશ ઉરાડી. ૯૪ કરયાં ચારણી સરખાંરે અંગ, થયા ભુપતી સૌ ગતીભંગ. ૯૫ સોડય તાણી સુતા રણસુર, વહે શોણીત સરિતાનું પુર. ૯૬ વાગે કરણને તે શર

ધાય, ૨થ જોજન પાછોરે જાય. ૯૭. વિશ્રાંમ. જાય પાછો જોજન ખશી, પડયુ દળે ભમાણુરે; કર્ણ કહે વાડવ નહિ આ પારથનાં બાણુરે. ૧ વીપ્ર સાથે વઢવુ કશુ. કહિ નાઠા લેઇ પ્રાંણુરે, રેવારસીક કે વીરને, પારથે વાજ્યો ધાંણુરે. ૨ ઇતીશ્રી ભાષા ભારતે શત શાહસ્ત્ર સહીતાયાં આદીપર્વે મચ્છ વેધવાપાખ્યાને કવી શ્રી રેવાશંકર વિરચીતે સંગ્રામ વર્ણો નામ દશમો અધ્યાય ૧૦.

## અધ્યાય ૧૧ મો.

રંગ. ટોડિ. વાગીશર જોઇ સેનામાં હાકરે. એ અરજુન આવ્યોરે ચઢિ મેદની ચોમગ ચાકરે, એ અરજુન આવ્યોરે. ૧ જેના ઉછળે અશ્વઆકાશરે, એ અરજુન આવ્યોરે, થયો સેનામાં નાશા નાશરે, એ અરજુન આવ્યોરે. ૨ જેનો ત્રિપુરારિ સરખો છે ટેકરે, યે અરજુન આવ્યોરે, હેને ઝીતે ને અતીરથી એકરે. યે અરજુન આવ્યોરે. ૩ મુકે ચોગમ ફાવતાં બાણુરે, યે અરજુન; સવ્યે સાચીનુ ઓળખ્યુ ચેધાંણુરે, એ અરજુન આવ્યોરે. ૪ જેનુ વાસવ સરખુ છે રૂપરે, યે અરજુન, દેખીલાજે ભુમંડળના ભુપરે; યે અરજુન. ૫ જેનું અકળિતબળ ન કળાયરે, યે અરજુન, શરપણ છથી પ્રાગટ થાયરે, યે અરજુન. ૬ નાસે સારદુલથી જયમ શ્વાનરે, યે અર; મુકયાં મહીપતી સઘળાંયેમાંનરે, એ અર. ૭ મારયો શાલવને યેક બાંણુરે, યેઅર વાજ્યો અશ્વનેરથનારે ધાંણુરે, યેઅર. ૮ નાઠો પુઠય દેખાડિ લેઇ પ્રાણુરે, યેઅર; તોહે કેડો ન મુકે હેનુ બાણુરે, યેઅર. ૯ દુર્યોધન તાહસનમુખ ધાયોરે, યેઅર; મારિરણમાં કરયો તે રધવાયોરે, યેઅર. ૧૦ ભુરિશ્રવાને ભગદત્ત બળીયારે, યે અરજુન, કરી યુદ્ધ તે ધરણી મે ઢળિયારે, યે અર; ૧૧ કોઇ ગળતા રૂધિર ઘેર જાયરે, યે અરજુન; કોઇ મારથી મુરછા થાયરે, યે અર૦

૧૨ ત્રાસપાંમિને મુકેરે ટેકરે, યે અર૦ સાંહામાં કર્ણ સમો વડિયેરે, યે અર૦ ૧૩ કરે અન્યોન્ય યુદ્ધ અપારરે; યે અર૦ થાયે બાંણની વૃષ્ટી તેવારરે, યે અર. ૧૪ ધરા ધુજવા લાગી ધિરધાકેરે; યે અર૦ રથ કુન્તાકુંવરનાં ચઢયો ચાકેરે. યે અર૦ ૧૫ પડે ફરતી સેનાનેરે ત્રાસરે, યે અર૦; દેખે પારથનાં રથ પાસેરે, યે અર. ૧૬ જેમ બળતુ વિંઝે કોઇ દારરે. યે અર. ભાસે અગ્નીતે ચક્રાકારરે; યે અર૦ ૧૭ એમ સરવે ને સાથે થાય ભેડારે; યે અરજુન, જાણ્યે પારથે લિધો મારો કેડારે, યે અર૦ ૧૮ કોઇયે નીસરી નાશી ન જવાયરે, યે અર૦, રથ ચોમગ દેખે સઊ રાયરે, યે અર. ૧૯ કરયો કર્ણ પારથે સંગ્રામરે, યે અર૦ નાખી વળિયો તાં અસ્ત્ર તમામરે, યે અરજુન ૨૦ ગ્રહ્યા શસ્ત્ર સમો વડિસુરરે. યે અર. વિરહાક વાગે રણતુરરે, યે અરજુન. ૨૧ તારે કર્ણ તાં હીમત્ય હારયોરે, એ અર. તમ્યે કાંણ છો કઇને ઊચારયોરે, એ અરજુન; ૨૩ યકે પારથ કે પરશુરાંમરે, એ અરજુન; છોગ્યડા ન નકે શચી શાંમરે, એ અરજુન. ૨૩ બિજા કોની ન પોતે હામરે, એ અર. માહારી સાથે ટકે તે સંગ્રામરે; એ અરજુન. ૨૪ માહારૂ રદય ભેદિ શર જાયરે, એ અર વિપ્રના હોયે પારથ ધાયરે, એ અર. ૨૫ કુન્તા કુંવર કે વીપ્રનુ કુળરે. એ અરજુન યુદ્ધ કરય પછી કાઢે શુ ધુળ્યરે, એ અર. ૨૬ દ્વિજમંડળ ધાયુ તેણીવારરે, એ અર. ચર્મતુબાં ને કરવડામારેરે, એ અર. ૨૭ ધુળ્ય કાંકરા ખોબા ભરી નાંખેરે, એ અર. જિતે બ્રામણ હેતુ રે ભાંખેરે, એ અર. ૨૮ દ્વિજેસાગરનું જળ પીધુરે, એ અર. ક્ષત્રિકુળને નીકંદ ન કીધુરે, એ અર. સગરસુતનાં પરાજય કિધોરે, એ અરજુન. ૩૦ માટયે હારય તારીથાશે કર્ણરે, એ અરજુન. લડયો તોએ હાથે તારૂ મર્ણરે, એ અરજુન. ૩૧ કર્ણ કે વીપ્ર સાથે શો સંગ્રામરે, એ અરજુન. એમ કૈને નાહો તાં મુકી મામરે. એ અરજુન. ૩૨ તન ટુટે ને પીડારે થાયરે, એ અરજુન. નથી વરવાની મુજને કંન્યાયરે. એ અરજુન, ૩૩ વળગ્યો સલ્લ તે ભીમની સાથરે, એ અરજુન. ગદાતોમર ગુર્જર બેને હાથરે. એ અરજુન. ૩૪ પછિ વળગ્યા પરસ્પર અંગરે. એ અરજુન. પડે બે જેમ શૈલના શ્રૃંગરે. એ અરજુન. આવ્યોરે. ૩૫ ઘુંટણ પાટુને ગડદાના ઘાયરે, એ અરજુન. તળે ઉપર બે જણ થાયરે. એ અર-

જુન. ૩૬ કરચુ કોથલો કચરીને અંગરે, એ અરજુન. થયો શલ્ય તારે અતીભંગરે, એ અરજુન. ૩૭ વાગે હસ્ત તે વજના ડંડારે, એ અરજુન. પડે પાતાળે પગના પ્રચંડારે. એ અરજુન. ૩૮ ડાબા જમણા ફરે લેવા દાવરે, એ અરજુન. ક્ષીતી ખોદે પડ્યુ તાં તલાવરે. એ અરજુન. ૩૯ રજે ભાનુનું મંડળ છાયુરે, એ અરજુન. જાણે ગેબી ડટંતર આયુરે. એ અરજુન. ૪૦ કહે શલ્ય શી જાતિ તંમ્યે ધિરરે, એ અરજુન વ્રકોદર કે બિજો બળવીરરે. એ અરજુન. ૪૧ ત્રિજો ત્રીલોકમાં નથી રાયરે, એ અરજુન. માહારી સાથે આવું યુદ્ધ થાયરે. એ અરજુન. ૪૨ વ્રકોદર કે વાડવ સાથરે, એ અરજુન. ઘણા લાગ્યા સુંવાળાં શું હાથરે. એ અરજુન. ૪૩ શલ્ય કે જાણે તે કાયા માહારિરે, એ અરજુન. તુ જા વીપ્ર તે છુટયા હમે હારિરે. એ અરજુન. ૪૪ એમ કૈયે તાં નાશી છુટયા રાયરે, એ અરજુન. પ્રાણ લેઇને સરવે પળાયરે. એ અરજુન. ૪૫ વારચા જાદવને તાં યદુનાથેરે એ અરજુન. જિત્યુ ઇચ્છો તો ચઢસો ન હાથેરે. એ અરજુન. ૪૬ માન ભ્રષ્ટ થયા મહીપાળરે, એ અરજુન. જિતી ચાલ્યા તાં પાંડુના બાળરે. એ અરજુન. ૪૭ મળ્યા ભીક્ષા લઇ ધર્મ સેહેદવરે, એ અરજુન. પળ્યા પાંચા-ળી લેઈ તતખેવરે. એ અરજુન ૪૮ ઘેર કુંત્તા જુવે છે વાટચરે, અ અરજુન. નાઠ્યા પુત્રને પ્રગટયો ઉચાટરે. એ અરજુન. ૪૯ ગયા ચકી મંદિર વધુ ભ્રાતરે, એ અરજુન. લાવ્યા ભિક્ષા જઇ માતરે. એ અરજુન આ-વ્યોરે. ૫૦ વિશ્રામ. માતુ ભિક્ષા લાવિયા પ્રથા થયા રળિઆતરે, મા કહે પાંચે જણ મળી, જમો વેહેંચી સઉ ભ્રાતરે. ૧ ડાટ વાળ્યો ડોશીચે, કહી વધુની વાતરે, રેવારસીકે જયમ નીમીયું, તમ બોલી કહે માતરે. ૨ ઇતિ શ્રી ભાષાભારતે શતશાહસ્ત્ર સંહીતાયાં આદિ પર્વ મચ્છવેધ પાખ્યાને કવિ શ્રી રેવાશંકર વિરચીતે અરજુન કર્ણ સંગ્રામવર્ણીનામ એકાદશમોધ્યાય. ૧૧.

## અધ્યાય ૧૨ મો.

*રાગ આશાવરી. વૈશમપાયન એણિપેરે બોલ્યા, સુણ્ય જનમેજય રાયરે, ધર્મે કહે મા ભિક્ષા નહિ હમે, લાવ્યા દ્રુપદ સુતાયરે. ૧ કુન્તા કેહે એ વાયક માહારૂ, મિથ્યા ભાઈ ન જાયરે, માટે પંચે પરણો હેને, તો સુખ સધળુ થાયરે. ૨ પછે દ્રૌપાદિ પાયેરે લાગ્યાં, દીધી આશીશ માતરે, પાસે બેશી પંચે વીરને, જમીયા થઇ રળીયાતરે. ૩ તેજ સમે હરિ હળધર આવ્યા, ધરમને લાગ્યારે પાયરે, પાંચાળી ચારે બાંધવ, નમીયાં શ્રી વ્રજ-રાજરે. કુશળ વાત પરસ્પર પુછી, નયણે ઢળીયાં નીરરે, કુંતાનું દુખ દર-શાને રોયા, હરી હળધર વિરરે. ૫ કુંતા કહે અમને વિસારયાં, દુર્યોધને દુખ દીધુરે; લાખાગ્રહમાં બાળ્યાં તે સઉ, હરી જાણે પણ કીધુરે. ૬ વિર-વસુદેવ સરખારે માહારે, ને પાંડુ વર પામીરે; આ સુત લેઇ વનમાં ભવ ભટકી, વેદના માહારી ન વામીરે. ૭ ભત્રીજા ભગવંત તમેને, દોહલા દીન હું ગાળુરે, કેશવ કહે હાવે સુખ વારો, સંકટ સધળાં ટાળુરે. ૮ ભિસ્મને કહીને ભાગ અપાવું, તમ સુત કરશે રાજ્યરે, દુરયોધનને મહા દુખ પડશે, જે ફરી થાય નહિ તાજરે. ૯ કોઇ તમારી ફિકર મુંને છે, કહી હરિ હળ-ધર જાયરે, દ્રુપદરાયને મહા ચીંતા જે, પાંડવ ના વરતાયરે. ૧૦ મેં પા-પીએ કયાં પણ લીધુ, જે કોઇથી નવ થાયરે, વિપ્ર સભાથી વેગે હરિવરિ, કાપડીએ કન્યાયરે. ૧૧ પાવકમાંથી પ્રગટ થયેલી, રતિ રૂપનું આળરે, પામર પાલે તે બંધાઈ, ન મળ્યો ભોગી ભુપાળરે. ૧૨ ઉપ કિરતિ મારી અધિપતિમાં, કોઇ નહિ દે કન્યાયરે, તે તનયા દુખ દરીયામાં પડી, ભિક્ષા માગી જે ખાયરે. ૧૩ કુસુમ થકી સકુમાર સુતા છે, કયમ વનવાસો કરશેરે, રાન રઝળતાં રાંકડી મારી, રણમાં તે રોઇ મરશેરે. ૧૪ જરીયાની પટ પહેરીને ફરતી, તે વનકુળ કેમ ગમશેરે, શસ્ર સાહેલી સાથેરે રમતી, ચેક લકડી કયાં ભમશેરે. ૧૫ પારથ માટે મેં પણ કીધુ, તે ચઢી કાપડી કરમાંરે, ડંડિક ભેળાં દિવસ લેવા, સાસુ નણંદ નહિ ધરમાંરે. ૧૫ કોવ્રુરની એ-

રાવર જાતી, પુર્ણ પ્રતિજ્ઞા કીધિરે, શલ્ય કરણ શીશુપાળાદિ જીતિ, લાખે-
ણી લાડી લીધીરે. ૧૭ એમ વિચારી પુત્ર પોતાનો, દ્રુષ્ટદ્યુમન જેહરે, વાત
કરે શી જઈ જુવો ચરચા, મોકલ્યો ચક્રિ ગેહરે. ૧૮ પાંડવ પાંચ ને કુન્તા
દ્રુપદી, બેઠાં મળી તે ઠારરે, વાત કરે અડકાવી મંદીર, ઉભો ગુપ્ત તે દ્વા-
રરે. ૧૯ કુંતાના પગ દ્રૌપદી ચાંપે, ધર્મના ચારે વીરરે, ધર્મ કહે યુદ્ધ કેમ
કરયું ત્યાં બોલ્યો વ્રકોદર ધિરરે. ૨૦ વ્રક્ષ વડે વઢતાં નવ ફાવ્યુ, ન મળે
સરસ ગદાયરે, નીકર શલ્ય સધામ પોતાડત, જીવતો ઘેર ન જાયરે. ૨૧
સઉ કૌરવ સંહારત રણમાં, પાછલું વાળત વેરરે, દુરયોધનને ડાટત ખોદી.
જીવતો જાત ન ઘેરરે. ૨૨ પારથ કેહે શર ચાપ ન સારાં, નીકર રણ રં-
ગાયરે, આજ કરણ માહારે કર આવ્યો, જીવતો ઘેર ન જાય. ૨૩ નિકુળ
કહે મુંને પારથે વારયો, નીકર સેન્ય વિડારૂરે, સારથી જો ના હોત સવેળા
તો સરવેને મારૂરે. ૨૪ સાથરે સુતાં કુંતાની પાસે, દ્રૌપદી તે ગીવારરે; પાંચે
પુત્ર પુરવ મુખ પોઢયા સમજો દ્રુપદકુમારરે. ૨૫ અસ્ત્રાયુધની વાત કરી
તે, તાતને જઇ સમઝાવીરે, પીતા પાંડુના પુત્ર એ પાંચે, ભારી યુદ્ધના ભા-
વિરે. ૨૬ કૌરવને હણવાને કાજે, પાંચે વારતા કાહાડીરે, દુખ દીધુ દારૂણ
એ દુષ્ટે, દુરયોધન જે દાહાડીરે. ૨૭ દ્રુપદરાય રળિયાત થયોને, તેડયો પ્ર-
ધાનને પાસરે. જાવો જુવો ચક્રિને મંદિર, કાઢો જાતિ તલાસરે. ૨૮ પાંડુ
પુત્ર કને તે આવ્યો, પછી વિનયે વાતરે, મહિપતે મુજને મોકલીયો તમે,
ભુપતિ કોણ કુળ જાત. ૨૯ યુધિષ્ટિર કહે કામ કશુ જે, કુળ કન્યા દેઇ
જોવુરે, પ્રધાન કહે પારથપર પ્રીતિ, સાંભળી સંકટ ખોવુરે. ૩૦ ધર્મ કહે
પ્રભુ ધારયુ કરશે, નાથ કરે નહિ અનર્થરે, પાય નમી પુરપત્ય પાસે જઇ,
ઉચરયો સઘળો અર્થરે. ૩૧ પાંચે એ પ્રથવીપતિના તંન, નિશ્ચે મેં
કર્યા મંનરે, ભુપતીએ રથ મોકલીઓ જ્યાં સુતા સઘળા
તનરે ૩૨ ચાલો ચાકર કહે ભોજન કરવા, તેડે દ્રુપદરાયરે, પાંચ પુ-
ત્રને કુન્તા દ્રુપદિ, બેશી રથમાં જાયરે. ૩૩ દ્રુપદઘેર પરીક્ષા માટે; મુકિ
સઘળિ વસ્તરે, આયુદ્ધ વસ્ત્ર ને માણ્યક મોતિ, પુસ્તક તુંબી સમસ્તેરે. ૩૪
જાતી પ્રમાણે જયમ તાં દ્રષ્ટી, જાશે તે નીરધારરે, નેષ્ટા યુદ્ધ તે કનક
વિભુશીત; શ્રેષ્ટ તે ધાતુ કુદારરે. ૩૫ આંગણે આવી ઉતરીયાને, મળીને

નાહાવણુ કિધુરે, જંબા બેઠા તે જગ્યાયે, પ્રથમજ મુકિ દિધુરે. ૩૬ જ્યમ ત્યાં દ્રષ્ટી પાંચેવીરની, આ યુદ્ધ ઉપર જાયરે, ભુપતિ કે ઇચ્છા હોયેતો; હ્યો મન ગમતાંરાયરે. ૩૭ આ યુદ્ધ પાંચે વિરે પકટયાં, સમઝિ સાચારે જેહરે ખરી ખાતરી ભુપતીયે થઇ, પણ પુછે ધરીને હરે. ૩૮ કૃપા કરી નીજ નાંમ કહો મુને, પુરણ પ્રીતી થાયરે; ધર્મ કહે તમે જે ધારોતે, પાંડુના સુતરાયરે. ૩૯ વાત વિગત કિધી વીસ્તારી, હરખ્યો મહીપતીમંનરે, કે પારથ જે હ્યો પરણાવ્યું, તવકે ધર્મ વચન. ૪૦ કુન્તામાનું વચન થયુ તે, વરિયે પાંચેવીરરે, દ્રુપદરાય કેમાં વદશો કે કપ્યુ સકળ શરીર.૪૧ એક પુર્ષને પાંચ પત્નિયો,તે સંભવતુરાયરે, એક નારયનેયુગ્મ પતીતો; ધરા રસાતળ જાયરે. ૪૨ ત્રાહ્ય ત્રિલોકવદે કયમ,કરૂઅનુંચીત કાંમરે,હાના કરતાં સમે આવીયા. દ્રૂપાપન તે ઠાંમ. ૪૨ આસનઆપી પુજન કીધુ. બોલ્યો દ્રષ્ટ ધ્રુમનરે, પાંચપુર્ષ તે એક સુતને, કયમ પરણે મુનીજનરે. ૪૪ વ્યાસ કહેયે વેદવીહીતને, મે કયમ મહા કેહેવાયરે, ધર્મકુવર કહે પુરવે રિત, સાંભળી કો રૂષીરાયરે. ૪૫ ગૌત્તમ વંશ વિશે એક પ્રગટી, અરૂદ્ધતીકો નારયરે સપ્તરૂષીને કયમ પરણી મુની સમઝા તે ઠારરે, ૪૬ દ્રષ્ટ ધ્રુમન વળતી વદિયો, સાત થઇતે એકરે, વ્યાસ કહે આ પાંચેએકજ, ન્યારાં અંગ વિવેકરે, ૪૭ વ્યાસે પ ચેશીરે કરમુકિ, દરસાવ્યું એક રૂપરે, તવ મનમાં આનંદજ પામ્યો, સુતને દ્રુપદભુપરે. ૪૮. વિશ્રાંમ. ભુપપુત્રને વ્યાસજી, કુંન્તા પાંચે વિરરે નવજણુ બેઠા એકઠાં, વ્યાસ વદિદે ધિરરે. ૧ દ્વૈપાયન ઇતિહાસકેહ, જેમ સઉશંકા જાયરે; રેવારસીક તે વર્ણવે, પાવન પરમ કથાયરે. ૨ ઇતિશ્રી ભાષા ભારતે શતશાહસ્ત્ર સહીતાયાં આદીપર્વ મચ્છવેધ પાખ્યાને, કવી શ્રી રેવાશંકર વિરચીતે દ્રુપદસુત પાંડુ પુત્ર પરિક્ષ વિધિવર્ણો નાંમ બારમો અધ્યાય ૧૨.

---

## અધ્યાય ૧૩ મો.

---

રાગ મારૂ. સુણો ભુપતીરે, વૈશમપાયન ઉચરે, તાંહાં વ્યાસજીરે; પુર્વકથા એક વીસ્તરે. ૧ જેમ દ્રુપદરે, પરણાવે પંચેને સુતા; એકવારજરે.

યજ્ઞતે સુર કરતા હુતા. ૨ નેમી પારણયેરે; યજ્ઞનું થાંનક સ્થાપીયુ, કર્મ ફળ સઉરે; ધર્મરાયને આપીયુ. ૩ તારે જન સઉરે, અમરની પેઠયકો નામરે; બૌવાધિ પ્રજારે, એકને અગણીત અવતરે. ૪ તહારે ત્રીદશરે, અંતરમાંહે દુઃખીથયા; પીડયા પાંમતારે, પરમેષ્ટી પાસે ગયા. ૫ નરસુરમાંરે; નાથજી અંતરના રહ્યો; બેનો દેહ તેરે, મૃત્યુલોક તે અમર થયો. ૬ વિધિ કહે યજ્ઞથીરે, યમરાજને અળગો કરો; તાહારે મૃત્યુ નાંરે. પાડશે મારગ પાધરો. ૭ અંત યમ તણોરે, આવેતાં નરકચ મુગારશે, મખબંધજરે, જૈકરો કારજ્ય સારશે. ૮ ઈંદ્રાદિકસુરરે, સાંભળી યજ્ઞમાં આવીયા. મૃત્યુ લોકનેરે, મારવા તર્ક ઉઠાવિયા. ૯ પછે પુરૂહુતરે, નાહાવાને ગંગા વિશે ગયો, તાંહાં કમળ જરે, કનંકનું જોઇ વિસ્મે થયો. ૧૦ શસ્ત્ર પાંખડિરે, પકજની સોહ્યામણી, જળ તરંગમાંરે, આવે તણાતુ અમર ભણી. ૧૧ શકત ક્રમળનેરે,શેરડે જોવાને જાય છે,હેવાં અણીતરે; તોયના પુરે તણાયા છે ૧૨ દુર જાતાં તાહરે,કો રામા કાંઠે રૂદન કરે, તેની આંખ્યથીરે, અગ્ની સરિખાં આસુ ઝરે. ૧૩ પડે પાંણીમાંરે, કમળ કનકનાં તે થાય છે. તેની પાસજેરે, પુરૂહુત પાલવ સાહ્ય છે. ૧૪ ઇંદ્ર કહે સતીરે, કયમ રૂવે શુ દુઃખ તુજને, કન્યા કે લેઇ જારે, તે પુઠયે જાણીશ મુજને. ૧૫ શક્ર સુંદરીરે, લેઇને તે પરવત પરવત પરવર્યો, તેવે પુરૂપકોરે; શક્રને સ્ત્રી સાથે મળ્યો. ૧૬ બેઠાં ગીરીપરરે, ઈંદ્રેદેખિ મદ મન ધરયો; અલ્યા કાંણુછુરે; યેમ કહીને તાં ઉચરયો. ૧૭ તેણ્યે તાં દ્રગેરે, નિરજર પતી નિરબળ કરયો; તાંણી ઈંદ્રનેરે, ગીરીની ગુફા મધ્યે ધરયો. ૧૮ તે ત્યાં ભાળતોરે, ચાર ઇંદ્રનીજ સમ લહ્યા; તે કંપ્યો જોઇરે, પરમ પુરૂષ કિજે દયા. ૧૯ પેલા ઇંદ્રનીરે, સાથ્યે આવીતી જેસતી; તે કેછે છોડોરે, પરમ પુરૂષ મહારા પતી. ૨૦ ચાર ઇંદ્રનીરે ઇંદ્રાંણી પ્રથમની યે હતી; તે વીળાપનીરે, કમળજે આંસુની ઉતપતી. ૨૧ પરમ પુરૂષ કેરે; પાંચે ઇંદ્રભુંમી અવતરોં, ભુંમી ભારનેરે; હેળામાત્રમાં જઇ હરોં. ૨૨ પછે સ્વર્ગમાંરે, સંચરશો સુખે તમે; ચ્યારે બોલિયારે, અમરથી પ્રગટ થયે હમ્યે, પંચમો કહેરે, પુત્ર હું માહરો પ્રગટ કરૂ, કૃપા હોયતોરે, સ્વર્ગેના રક્ષણે સંચરૂ. ૨૪ મહાપુર્ષ કેહેરે, શક્રની સાથે જેહતી, તુંજુ અવતરિરે, શેવજે પ્રચતા હારાપતી. ૨૫ પરમ પુરૂષનારે,

વાક્યથી તે સઉ અવતરયાં, ઇંદ્રપાંડુસુતરે, દ્રૌપદિ ઇંદ્રાંણી ઠરયાં. ૨૬ મહા-
પુર્ષ્યેતારે, નારદ તેડી સ્થાપીયા; સ્વેતશાંમબેરે, કેશ અનોપમ આપીયા.
૨૭ કોઈનારય નારે, કેશ આ ઉદર વીશે જશે, તેથી ભુતણારે; ભજન
ભાર પ્રકટ થશે. ૨૮ જઇ નારદેરે, ત્યારે પ્રસાદિમાં સ્થાપીયો; સ્વેતરોહ-
ણીરે, શાંમ દેવકીને આપીયો. ૨૯ પરમ પુરૂષરે, અક્ષરાતીતને ત્યાં કહ્યા;
સઃસ્વરૂપનારે, હરીહળધર પેદા થયા. ૩૦ સ્વેતકેશથીરે, હળધરગો રવરણ
લહ્યા, શાંમ કેશથીરે, શ્રી ક્રષ્ન પોતે પ્રગટ થયા, પરમ પુરૂષતેરે, યેમ સ્વ-
તંત્ર પ્રગટ થયો, ભારભુતણોરે, ઉતારવા કિધી દયા. ૩૨ દિવ્ય ચક્ષુવેરે,
વ્યાસે દેખાડયા તાં સુરપતી. વળીવાર તારે, અન્ય કરી આદર અતી. ૩૩
યેક વારજરે, ઉમયાને ઇશ બેઠાં હુતાં, કાંમ દુર્ગાનેરે, દંપતીયે દિઠાં જતા.
૩૪ત્યાંચ સાંઢજરે, તે સુરભિ પાછળ પડયા; નમ્યા પશુપતીરે, પાર્વતીની
ચક્ષે ચડયા. ૩૫ કોહોને કયમ નમ્યારે, શંભુ કેહ આ સુરભિસતી, ઊમા-
કેહ જાણિરે, પાંચ પુડળૂહેને પતી. ૩૬ ધેનું તાંહ વદેરે, પાંચ પુરૂષ તુજને
હશે, મૃત્યુલોકમાંરે, યે અનુચીત તુજને થશે. ૩૭ શીવ કહે સતીરે, આ
ફળકાહુ તે ઊચરી; સતી કહે શીવરે, પ્રગટો પંચ તમ્યે દે ધરિ. ૩૮ માટયે
પાર્વતીરે, દ્રૌપદિ થઇને કીધી દયા, તાહારના શીવરે, પંચમુખિ પોતે થયા.
૩૯ તેઆ પાંડવરે, દિવ્યદ્રગોયે દેખાડિયા. પંચે એક જોઇરે, મનના તે સંદે
મટાડિયા. ૪૦ ત્રિજી વારતારે, બ્રંમ સુતા શીવ તપકરી; વર આંપતાંરે,
પાંચવાર પતી ઉચરી. ૪૧ શીવ કેતુંનેરે, પાંચ પુરૂષ પુરવે હશે, ત્રૈણ
યોગથીરે, પાંચાળિને આ પાંડવ થશે. ૪૨ ચચી પાર્વતિરે, બ્રંમસુતા સત્વે
કરી, ત્રૈણે તત્વથીરે, તેઆ દ્રૌપદિ અવતરી. ૪૩ તાહારી કિર્તિતેરે, ત્રૈણ-
લોકમાં સારી હશે, સદે ટાળવારે, હું આવ્યો ગળવામશે. ૪૪ રિઝો દ્રુપદરે,
વ્યાસ વચનથી તે સમે, વિહીવા માંડીયારે, જેમ સગાં સઉને ગમે. ૪૫
સગાં સર્વનેરે કંકોતરિ લખી મોકલી, આવ્યાં આદરેરે, મંડપની છે શોભા
ભલિ. ૪૬ પછે પાંડવરે, દ્રુપદના પુરમાં રહ્યા, મટિકા પડિરે, પ્રગટ રૂપ
પોતે થયા. ૪૭ વસ્ત્ર ભુષણરે, અનુપમ તે અંગે ધરયાં, ઋષી ધૌમ્યનેરે;
આદરે વાં તેડાં કર્યાં. ૪૮ ઋષી ધૌમ્યેતારે; ચાતુર વેદિ ચોરીકરી, પચરં-
ગથીરે; ચંત ભેળિને તાં ચીતરી. ૫૯ ગોત્રદેવ્યાનેરે, ગણપતી પ્રથમ બેસા-

ડિયા, ગ્રહસ્થાપનેરે; કરમ કુશાંડિ લેઇ કાડિયા. ૫૦ પંચ ભ્રાતનેરે, પાંચા
ળિને પીઠી ચઢી; નૃવરાવિનેરે, વરઘોડે પંચસાથ્યે ચડયા; પહાંકયા તોરણેરે,
સંપુટ તોડિ મંડપ અડયા. ૫૨ અંતર પટૂ ટરિરે, મંગળા ચર્ણુ વાડવ
વદે; ઉંચા કર કરીરે, વિપ્ર વધુ હરખે રૂદે. ૫૩ પછે માહ્યરેરે, કંન્યાને
પધરાવિ તાંહાં; પેહેલો પરણાવુરે, કાંહાંને ધારે મુંની મનમાંહાં. ૫૪ ભિ-
મસેન કહેરે; પ્રથમ મુંને પરણાવજ્યો, પછે ફાવેતોરે; ચ્યારની વાત વિચ્યાર-
જ્યો. ૫૫ મહારી પાંતીનુ રે; હાલ સાબુત તમ્યે કરો, મેંતો થડ થકિરે;
શ્રંમ કિધો છે ખરેખરો. ૫૬ મુંનીવરે તાંહાંરે, ધરમશુ છેડી ગંઠન કરયુ;
વૃકોદર તણુંરે, ચક્ષુને રૂપ તાંહાં ફરયુ. ૫૭ હેલ્લું દરશીનેરે, મુંની મનમાં
ત્રાશીગયા; આ પરણાવતાંરે, આપડે અહી પુરા થયા. ૫૮ પછે ભિંમનેરે,
અરજુન જોશી નિકુળને યેમ ધરમાદિરે; વરમાળા રોપી જોઇ મુળને.
૫૯ કંન્યાદાંનજરે, યે રિત્યે પ્રથકૂ પ્રથકૂ કર્યાં; મંગળફેરા તાંરે, આગળ
પાછળ સૌફર્યાં. ૬૦ મળિમંડપેરે, માંનુની મંગળ ગાયછે; નર નારિયોરે,
નગ્રમાં જોવાને જાય છે. ૬૧ તાં વાજીંત્રનારે, શબ્દ મનોહર થાય છે;
સાસુ પંચનેરે કંસાર પીર્સવા જાયછે. ૬૨ ધાર્મદિ ચારરે, જમતાં સાં-
ધા માંધા થાયછે; તાં વૃકોદરરે; સરવના સાટાનું ખાય જે. ૬૩ તાં પ્રોહિત
કેહેરે, ભુમીના ભાગનું માડજ્યો; વૃકોદર વદેરે, ભાંડ ગમેતો ડાટજ્યો. ૬૪
કરધોઇનેરે, સાસુનુ પટ ભિમે સહ્યું; ભુજે ભારથીરે, પેહેરેલુ વસ્ત્ર ખશી-
ગયુ. ૬૫ પરણી ઉઠીનેરે; દ્રુપદેરે કિધ પેહેરાંમણી, લક્ષ ભારજરે; સોન્નૂણ
આપ્યુ પ્રતી ગણિ. ૬૬ યેક યેકનેરે; સોંસોં તુરી તે કનક ભર્યા, વસ્ત્ર ભુષ-
ણુરે અરવ મુકિને મણી નરયા. ૬૭ દાસ દાસીયોરે ગજરથ યુક્ત આપી ઘણી;
કદને મોકલીરે, ધરમને ભેટય સોહાંમણી. ૬૮ પરણી ઉઠાયારે પાંડવ જીન્યા
જાહ્યર થયા, પેહલા રથ લેઇરે વિદુર હસ્તીનાપુર ગયા. ૬૯ ધતરાષ્ટનેરે; વિદુરે
તાં ખાધિ વધાંમણિ, આપડા સુતરે; પરણ્યાતાં મચ્છ હાથ્યે હણી. ૭૦
ધતરાષ્ટ તારે, પરમ મગન પોત્યે થયા, દુર્યોધન તણીરે, બુદ્ધિથી સઉ
હારી ગયા. ૭૧ પુત્ર પણ પાંક્ષીરે, મંડપ મુરતરી ગયો, કશીવાતનાંરે, ઓ-
રિઓ હેનેના રહ્યો. ૭૨ હાંહ વિદુર કહેરે, તાહારામાં જાણી શમદ કરી,
દુર્યોધન આવેરે, હળધરને સાજી ભરિ. ૭૩ તાહારે ત્રાસજરે, તન પડયો

કે કાંણુ પરણીયા, તારે વિદુર કેહેરે, પાંડુના પુત્ર મેં વરણીયા. ૭૪ અહિફેના નારે, ફુલની પેઠયે ઉપર થયા, ઉરમાં વીશરે, વણુવ નહિ સળગી ગયા. ૭૫ ભલે ઉગરયારે, ભાઇ હું બહુ રાજી થયો; લોકાપવાદરે, માહારે માંથેથી ખશી ગયો. ૭૬ એમ કરતાં ત્યાં દુર્યોધનાદિક આવિયા, શાંમવદનનેરે; શોકનાં સાગર લાવિયા. ૭૭ નિચુ ભાળિનેરે, મુકે નીસાસા નરપતી, નથી કહેવાતરે, વિદુરના દેખતાં વિનતિ. ૭૮ વિશ્રામ વિનતી વરણાતિ નથી, વિદુર વદે તેવારરે, વિરાતુ કહે તે કરૂ, મામુએષ લગારરે. ૧૯ દુર્યોધન તવ બોલિયો, પીતા પાસ નીરધારરે; રેવારસીક તે વર્ણવે, અંતર પીડય અપારરે. ૨ ઇતિશ્રી ભાષાભારતે શત શાહસ્ર સંહીતાયાં, આદીપર્વ મચ્છવેધ પાખ્યાંને; કવી શ્રી રેવાશંકર વીરચીતે દ્રોપદિ પુર્વોત્પતી વર્ણો નાંમ તેરમો અધ્યાય. ૧૩

## અધ્યાય ૧૪ મો.

રાગ બિહાગ. તાત તમ્યે તે તેવડય કરો, માહારી લેશે એ લાજ; પાપી પાંડવતો પ્રગટ થયા, બેહુ કથળીને કાજ તાત તમેતે તેવડય કરો, ટેક. ૧ પુરવનું વેરની વીસરે, જેમ તક્ષક નાગ, દ્રુપદ સબંધી સબળ થયો; ભડિ માગશે ભાગ, તાત તેહ. ૨ નિમ વળાવોકો શીખત્રિ, જાયે દ્રુપદ પાસ, પાંડુના પુત્રને તેતજે, નાદે પુરમાંરે વાસ, તાત ત્હ. ૩ નિહતો વરાંગનામો કલો, પ્રથા પુત્રની પાસ, વેહેવશ પ્રગટ થશે વિશ. વઢિ કરશે વિનાશ; તાત તેહ. ૪ નહીતો કરણુ જાયે તેડવા, કરે પંથમાં પાત; પાર્થ પવન સુત બેમાંથી કરવી કોકની ઘાત. તાત ત્હ. ૫ કરણુ કેહ શું સમજી વદો, પેશ પોતેની વાત. પાંખ આવી તે પાતન થશે, હશે ગોરીથી ઘાત, તાત ત્હ. ૬ જેમ

તાર મતા, સુતા સંગમાં કરયા મરણ ઉપાય, તોહ્ય નવટાંકિતેહેને અદિ હવે કયમ ધિરેરાય, તાત ત્હે. ૭ એક ને પાંચ એ પરણીયા, નાંખ્યો મન-માંહે દ્રેશ, વારાંગનાતાં કરેં કશુ, નડગે વિપ્રે નરેશ, તાત તેહ. ૮ મુળ થયાં મજબુત આ, તાંણ્યે તુટી ન જાય, પાંડવ ક્રશ્ન મળ્યા નથી, ત્યાં સુધિ છે ઉપાય. તાત ત્હે. ૯ પ્રથમ દ્રુપદને જીતીયે; કરી યુદ્ધ અપાર, પાંચેને તાહેર પછી હણો, હરખ્યા અંધ તેવાર, તાત ત્હે. ૧૦ ધન ધન કર્ણ તાહેરી મતી રૂચીયે મુને વાત, એ રીતે જોવળ ઉતરે, પુછુ ભિશ્મ પ્રભાત, તાત ત્હે. ૧૧ વિચારી સરવે સયન કરયુ, થયો પ્રગટ પ્રભાત, ધતરાષ્ટરે તાં પેરયે કરી, ભિશ્મ દ્રોણને વાત, તાત ત્હે. ૧૨ ભિશ્મકેહ મકવા કયાં મન ધરો. કરશે કુળનાયે નાશ, તે સાથે લડવા ત્રિલોકમાં, નથી અમર ને આસ, તાત ત્હે. ૧૩ મ્હારે તો જમ સરખા તમે, કરવી બેહુનિ સાહ્ય, પ્રથમ આ રાજ્ય છે પાંડુનું, તેને કયમ મે તજાય; તાત ત્હે. ૧૪ બાળ્યાની ગાળ બેળ્યે ટળિ; કરો કયાં પાછો કલેશ, ભાગ હેનાં રાખીના સકે, જો આવે અમરેશ. તાત ત્હે. ૧૬ કપટિ કરણ નાંમ તમહી; માથે ઘાલશો ધુળ, તો કુળ ખોદિયે કાઢશે, વાવે વીશનું યે મુળ, તાત ત્હે. ૧૬ અર્ધ સજય આપો સુખે, મળિ રાખો મેળાપ; તા સરવે સુખ પાંમશે, વળશે બન્યેને જય, તાત ત્હે. ૧૭ દ્રોણ કહેયે અમને રૂચે તેડો સાત્વિક જન, દ્રુપદ પુરથી આવી વસે; પાંચે પાંડુના તન, તાત ત્હે. ૧૮ કર્ણ કેહ દુર્યોધન સુણો, વિશ્મ દ્રોણ તે પાસ, પુછયે તો પારલાઘેનહિ, તે પર કોઈ તિહાસ, તાત ત્હે ૧૯ પુર્વેકો અબુચી નામનો હુતો ભુપતિ યેક, કર્ણ કરીને પ્રધાન તાંહ; ચલવે રાજ્ય વિવેક, તાત ત્હે. ૨૦, ભુપના શત્રુ સાથે મળિ, તેણ્યે લેવરાવ્યું રાજ્ય, ભુપને ભુવન તજાવિને, કિધો દેશથી રાજ્ય. તાત ત્હે. ૨૧ તેમતુયે મને પુછુતો, લેવરાવશે લાજ, ભેદુ ભમાવીને નાખશે, તારૂ કથળવા કાજ્ય; તાત ત્હે. ૨૨ વળતા વિદુરજી તાહ વદે એહેજ્યો ભિશ્મની વાત, સાચા હેતુ બીજા દ્રોણ છે, સાહ્યમાં નજાય ભ્રાત; તાત ત્હે. ૨૩ પાર્થના પક્ષમાં ક્રશ્ન છે, બીજો દ્રુપદરાય, ત્રિલોકમળશે તોહ્ય તે, જુદ્ધે નહિયે જીતાય, તાત ત્હે. ૨૪ પાપી છે સઉ સુત તાહ્યરા, માંને કર્ણની શીખ; ધરમનો દ્રેહ કરયા થકી, મારાગીને મળે ભિખ, તાત ત્હે.૨૫ ધતરાષ્ટર સુણી બોલિયા, હેવા હેતુ છો ત્રેણ,શત્રુબિજા

માહારા સર્વ છે, વાંટિ આંણે એમ તાત ત્હે. ૨૬ જાવો તમેતાં દ્રુપદપુરે, તેડ લાવો હે બાળ, કહે તાં વિદુર રથ લઇ પળ્યા, મળ્યા જઇ તતકાળ તાત ત્હે. ૨૭ દ્રુદન તકે પાસે હુતા, મળ્યા હરખી અપાર, વિનય કરી સમઝાવિયા; આપો આજ્ઞા આવાર; વેગે કરોને વિદાય દ્રુપદકે મે ચેકેવાયને જાંણે શ્રીવૃજરાય; તાત ત્હો. ૨૯ વિશ્વપતિકે વિદાયદો વાસવ તને શોભાય, વળતી ગમે તહારે તેડજો; ભુપે આપી વિદાય, તાત ત્હે. ૩૦ કદન કુંન્તાને દ્રપદિ, પંચે પુત્ર છે સાથ્ય, ગજ હય રથને ગરથ ઘણો, આવ્યા ગજપુર નાથ; તાત ત્હે. ૩૧ નર નારી નરખિને હરખિયાં, વાહાલ પ્રગટયુવ તમ પ્રાણ ગયેલો પાછો મળે, રાજિજન થાય જંમ. તાત ત્હે. ૩૨ ભિસ્મ દ્રોણ કૃપાચાર્યે દિમળિ લાગ્યારે પાય; આનંદે પાંચ દિવસ રહ્યા, તેડયા ધતરાષ્ટરાય, તાત ત્હે. ૩૩ ધર્માધરને તેડી કહ્યું સુખે રેહેવાને કાજ્ય; ઇંદ્રપ્રસ્થમાં તમ્યે વસો, આપુ અરધનું રાજ્ય, તાત ત્હે. ૩૪ હું છતાં વેહેચ્યે વાંધો નરહે; નીતો કલેશનું મુળ, માહારેતો સઉ સરખા તહમ્યે; શોથી ભ્રાતનું કુળ. તાત ત્હે. ૩૫ ધરમકે ચેમલ્યો કિજીયે; વેહેચ્યુ નીંમે નરેશ; કુંન્તા કુંવરને કૃપાનીધિ; વળ્યા વાટયે તેદેશ, તાત ત્હે ૩૬ વાંસે વળાનાને ચાલિયું; આખુ હસ્તીનાપુર ઇંદ્રપસ્થમાં પોતે પરચા; માંડયો યજ્ઞતાં સુર; તાત ત્હે. ૩૭ વ્યાસાદિતાં મુનિ આવિયા; યજ્ઞ કિધો રેઠાંમ, નથ્ર નવુ તાં વછાવીયુ. વાપી વાપી કુપત ધાંમ; તાત ત્હે. ૩૭ બાગ બગીચાને બંગલા, રૂડા રાજદ્વાર ચોટાંને ચોક ચતુર વિધે, વશી વરણ અપાર; તાત ત્હે. ૩૯ હસ્તીનાપુર તે ટુટી વસ્યુ, ઇંદ્રપ્રસ્થનીમાંહ્ય; રાજ્ય યુધિષ્ઠીર તહાંકરે, પ્રજા સઉ સુખી તાંહ્ય તાત ત્હમ્યે તે તેવડય કરો. ૪૦ વિશ્રાંમ તાંહય સુખી સહુ લોક છે, શોભે સ્વર્ગ સભાયરે; કૃષ્ણ પધાર્યા દ્વારકાં, એમ મચ્છવેધ કથાયરે. ૧ પરમ ધર્મ ત્યાં પ્રવર્તાયો જય જય કારરે, રેવારસિકે કહી તે કથા, પાવન પરમ ઉદ્ધારરે. ૨૦ ગાય શીખેને સાંભળો; પુરણ રાય મન કોડરે, એક વખત સહુ બોલજો; જયજય શ્રી રણછોડરે. ૩ ઇતિશ્રી ભાષા મહાભારતે શતસાહસ્ર સંહિતાયાં આદિપર્વ હુવિત્રા પાખ્યાને કવિશ્રી રેવાશંકર વિરચિતે દુર્યોધન ખેદ પાંડવ ઇંદ્રપ્રસ્થ રાજ્ય વિભાગ વર્ણોનામ પુરણ અંકોધ્યાયઃ

ઇતિશ્રી મચ્છવેધની કથા સંપૂર્ણ.

શ્રી શ્રી શ્રી શ્રી શ્રી

# અષ્ટાવક્રગીતા.

મહાત્મા અષ્ટાવક્રમુનિના નામથી કોઇ પણ માણસ ભાગ્યેજ અજાણ્યુ હશે. મહાત્મા અષ્ટાવક્રની વિદ્વતા માટે હીન્દનો કોઇ પણ માણસ અજ્ઞાત નહિ હોય. તેમની સમર્થ વિદ્વતા અને નિષપક્ષપાતપણાથી લખાયેલુ આ પુસ્તક એક રત્નરૂપ છે અષ્ટાવક્રમુનિએ આ પુસ્તકમા મતમતાન્તરોથી રહીત કેવળ આત્માનુભવથીજ જે સ્પષ્ટવચનો કહેવા છે તેવા બીજા એકે ગ્રથમા નથી. પુસ્તક નાનું છે પણ એમજ કહેવુ પડશે કે તે છેલ્લુજ પુસ્તક છે, કાગળ ગ્લેજ ઉચા, પાકુ પુઠુ કિ. રૂ. ૧ાા પોસ્ટેજ ૬ આના.

અસંખ્ય ધારાથી ઉડતો ભક્તિરસનો ફુવારો.

## અમર ચરિત્ર. ભા. ૧-૨-૩-૪

### ભક્ત બાપાલાલ વેણીરામકૃત

**હાથમાંથી હેઠે મકવાની ઈચ્છા ન થાય, એવો પાસે રાખવા લાયક લોકપ્રિય ગ્રંથ.**

ભક્તિરસનો મહિમા વિશ્વવિખ્યાત છે. આમા સત્ય, શિયળ, જ્ઞાન, નીતિ, વીર, હાસ્ય, કરૂણા, શ્રૃંગાર, શાન્ત, અદ્દભુત અને ભયાનક રસથી ભરપુર એવા અસંખ્ય આખ્યાનોનો સગ્રહ છે. આખ્યાનો ઘણીજ સરળ ભાષામા લખાયેલાં હોવાથી નાના બાળકો તેમજ સ્ત્રીઓને પણ વાચવા સુગમ પડે છે પૌરાણીક વિષય આવી સરળ ભાષામા સમજાવ્યો હોય એવો આ સિવાય બીજો એકે ગ્રથ નથી થોડાજ સમયમા આ પુસ્તકની પ્રથમ ભાગની દસ આવૃત્તિ ખલાસ થઇ તેમજ બીજા ભાગની સાત આવૃત્તિ ખલાસ થઇ એજ એના સારાપણાની ખાત્રી બસ છે દરેક ભાગની કિમત રૂ ૩-૮-૦ મુજબ ચાર ભાગની કિંમત રૂ. ૧૪-૦-૦ પોસ્ટેજ જુદુ.

# શિવપુરાણ.

રાગરાગણીમા કવિ દુર્લભશંકરકૃત. આ ગ્રથમા બ્રહ્મા ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુનો સવાદ, બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા, દક્ષનો યજ્ઞારભ, દક્ષ કથા વર્ણન, શિવપૂજા વર્ણન, તારકાસુરે તપ કર્યું, શિવે કામદગ્ધ કર્યો, રતિવિલાપ, પાર્વતીએ તપ કર્યું, પાર્વતી ઉપર શીવ પ્રસન્ન થયા, શિવવિવાહ, હીમાચલને ત્યા શિવ જાન લઇને આવ્યા, શિવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનુ વર્ણન, પાર્વતીના સ્વરૂપનું વર્ણન, હિમાચલે શિવને પહેરામણી આપી. પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા, કાર્તિક સ્વામીની ઉત્પત્તિ અને તારકાસુરનો વધ, તારકાસુરના ત્રણે પુત્રોનુ તપ, મુડી દૈત્ય વનમા ગયો, મુંડીએ કરેલો વેદધર્મ, શિવપુજાનો નાશ: ત્રિપુરાસુર પ્રતિ શિવનુ યુદ્ધ, કમળાક્ષ અને કૌસનો સંવાદ, કેકર અને માલતીનો સંવાદ, ત્રિપુરાસુરના સૈન્યનુ વર્ણન, શીવ વિદ્યુનમાળી સવાદ, વિષ્ણુ કમળાક્ષ વર્ણન, કેકર ઇંદ્રસગ્રામ, વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ, વિષ્ણુકળા વર્ણન, શિવે ત્રિપુરાસુરનો વધ કર્યો, ત્રિપુરાસુરની સ્ત્રીયે કરેલુ રૂદન, લિગ ઉત્પત્તિ, નિરગુણની ઉપાસના, શિવની સ્થુળ પુજા, પુજાવિધિ વર્ણન, કેતકીને શ્રાપ, ચપાને શ્રાપ, ગણેશ ઉત્પત્તિ, બટુકનું યુદ્ધ. શિવે બટુકને હણ્યો, પાર્વતીનો વિલાપ, શિવે ગણેશને સજીવન કર્યો, ગણેશ લગ્ન, નંદીકેશ્વરમહિમા, સાધવિમહિમા, અચળેશ્વરમહિમા, વિપ્રના શ્રાપનું વર્ણન, બટુકમહીમા વર્ણન, અરજુનનુ તપ, પાર્થિવ પુજા, શિવરાત્રી મહીમા, રૂદ્રાક્ષમહાત્મ, વ્રતમહિમા આદિ વણી રસિક રસિક કથા ભાગ આ પુસ્તમા ઘણીજ સરળ ભાષામા વર્ણવવામાં આવ્યો છે. ત્રણ સુદર શુસોભિત રગીન ચિત્રો દાખલ કરવામા આવ્યા છે. પાકુ રૂપેરી પુઠુ છે. કીંમત રૂ ૪ાા પોસ્ટેજ માફ.

**આઠમા ખંડમાં મંત્ર વિદ્યા છે.** મંત્ર એટલે શું? હાલના કાળમા મંત્ર સાચો પડે કે નહિ? મંત્ર સાચો પાડવા માટે કેમ વર્તવુ? તેનો વિધિ શો? પ્રયોગો કેમ કરવા? સાવચેતી કેટલી રાખવી? એ માહિતી સાથે અનેક પ્રકારની મનઃકામના સિદ્ધ કરવા માટેના મંત્રોનો મહાસાગર તેમા છે.

**નવમા ખંડમાં યંત્ર વિદ્યા છે.** અનેક પ્રકારના રોગો મટાડવા, આવતી ચિંતાઓ, દુઃખો, વ્યાધિઓ અટકાવવા જુદા જુદા શાસ્ત્રસિદ્ધ યંત્રોનો સંગ્રહ.

**દસમા ખંડમાં તંત્ર વિદ્યા છે.** તંત્ર વિદ્યાના ચમત્કારો આપણા દેશમા જાણીતા છે. તંત્ર-શાસ્ત્રીના જુદા જુદા પ્રયોગો પ્રાપ્ત કરી તેના ઉપયોગ માટેનો વિધિ સાથેનો સંગ્રહ.

**અગીઆરમા ખંડમાં સ્વપ્ન વિદ્યા છે.** જુદા જુદા સ્વપ્નોમા જે કાંઇ દેખાવ જોવામા આવે છે તેની પાછળ કાંઇ કાંઈ રહસ્ય રહેલુ હોય છે. આ રહસ્ય શુ છે તે આ ખંડમા સ્વપ્નમા દેખાતી દરેક વસ્તુના નામ સાથે આપવામા આવ્યું છે.

**બારમા ખંડમાં શકુન વિદ્યા છે.** આ શકુન વિદ્યા અદ્ભુત છે. શકુન વહેમ છે કે ખરા છે અને તે ક્યારે ખરા નીવડે, અનિષ્ટ ટાળવાને માઠા શકુનનુ નિવારણ શુ, સારા શકુનનો વિધિ શુ? પશુ પક્ષીની બોલી શકુનરૂપ ક્યારે નીવડે તે માહિતી મેળવીને સહેલાઇથી શકુનશાસ્ત્રી બની શકાય છે.

**તેરમા ખંડમાં કોકશાસ્ત્ર અથવા કામવિદ્યાનુ** નિરૂપણ છે. સ્ત્રી પુરૂષો અને તેમના ગુપ્ત અવયવો સંબંધી માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગોની સમજણ ઇત્યાદિ ખરેખરી માહિતી અનેક સાચા નીવડેલા પ્રાચીન ગ્રંથોને આધારે આપી છે. પ્રયોગો દરેક માણસ સહેલાઇથી સમજીને કરી શકે તેવાજ આપ્યા છે.

તે ઉપરાત હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા, અને બીજી નાની મોટી માહિતીનો વિશાળ ભંડાર જરૂર પડે તેટલા ચિત્રો સાથે આપેલો છે. આવો ખરેખરી માહિતીવાળો ગ્રંથ ગુજરાતીમા હજુ બહાર પડ્યો નથી. પુસ્તકનુ કદ ૪૦૦ પૃષ્ઠને આશરે થશે. મૂલ્ય માત્ર રૂ ૫ રાખેલું છે.

મળવાનુ સ્થળઃ—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.**

**પ્રત્યેક સ્ત્રીપુરૂષે મનન કરવાયોગ્ય ગૃહસંસારની શિખામણોનો અપૂર્વ ગ્રંથ**

# નવ-દંપતીને શિખામણ.

**પૃષ્ઠ ૩૨૦. સોનેરી પાકું પુંઠું. મૂલ્ય રૂ. ૨ા. મિત્રો તથા સખીઓને લગ્નની ભેટ આપવા માટેના સોનેરી શણગાર સાથેના પુસ્તકનું મૂલ્ય રૂ. ૩) પોસ્ટેજ વધારે.**

અજ્ઞાન, વહેમ, ખરાબ સોબત, કુટેવનો અતિયોગ, **સ્ત્રીઓની આરોગ્ય સબંધી અણસમજ,** વાઝીયાપણું, જુવાન વયમા થતા અનેક ભયંકર તથા ગુપ્ત દર્દો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાન ઇત્યાદિ કારણોને લીધે અનેક નવ-દંપતીઓનો ગૃહસ્થાશ્રમ જીવતા નરકાવાસ ભોગવવા જેવો દુઃખજનક જણાઇ આવે છે. નવદંપતીઓ પોતાના ગૃહસ્થાશ્રમના પ્રારંભથીજ અને બીજાઓ "ભુલ્યા ત્યાથી ફરીથી ગણો" એ કહેવત પ્રમાણે સવેળા જો કેટલીક ઉપયોગી શિખામણો મેળવી લે, તો તેઓ પોતાનું ભવિષ્ય સુખમા વ્યતીત કરે, એટલુંજ નહિ, પણ સંસારમા તેઓ નબળાઇ, હિસ્ટિરિયા, વાઝીયાપણું, દુર્બળ અને રોગિષ્ટ સંતાનો ઇત્યાદિ દોષોથી સંતાપ પામ્યા કરે છે તે સત્વર દૂર થવા પામે. આવી સર્વે પ્રકારની શિખામણો, આહાર વિહારના સ્પષ્ટ નિયમો, દર્દોનાં લક્ષણો અને તેની સમજ, દર્દોના ઘરગથ્થુ ઉપાયો વગેરે સર્વ કોઇ વિષયો **નવ-દંપતીને શિખામણ** નામના પુસ્તકમાં બે સ્ત્રીઓના સંવાદરૂપે સ્ત્રીઓ પણ સમજે તેવી સરલ ભાષામા સમાવેલા છે. સમજુતી એટલી સ્પષ્ટ છે કે ઓછુ ભણેલાઓ પણ સમજી શકે અને જે કાંઇ ઉપાયો આપેલા છે તે એટલા સરલ છે કે નાના ગામડામા પણ કરી શકાય. વિષયોની અનુક્રમણિકા નીચે મુજબ છેઃ—

૧ યુવાવસ્થા (જુવાની આવવાનો સમય અને તેના ચિહ્નો). ૨ શયન, શય્યા અને ગૃહ (સુવાનું સ્થળ અને રીત) ૩ સમાગમ (સ્ત્રીસમાગમ સબંધી નિયમો અને તેના સારા માઠા પ્રકાર

સંબંધી સમજણ ). ૪ અસ્વાભાવિક ગમનમા રહેલો દોષ. ( કેટલીક કુટેવો અને તેના માઠાં પરિણામો). ૫ સ્તન ( સ્તનની રચના અને સ્ત્રીના સૌન્દર્ય સબંધી વિગતો ). ૬ ઋતુની શરૂઆત અને માસિક ઋતુ ( નીરોગી ઋતુ અને ઋતુદોષના લક્ષણ તથા નિવારણ ) ૭ કષ્ટસાધ્ય ઋતુ અથવા બાધક ( ઋતુ સંબંધી દર્દો અને તેના ઉપાયો ). ૮ પ્રદર રોગ. ( પીળા અને લાલ પ્રદરના લક્ષણ અને તે મટાડવાના ઉપાયો ). ૯ કુમારિકાઓનો પ્રદર ( છોકરીઓને થતો પ્રદર અને તેના કારણ ). ૧૦ વાયુ અથવા હિસ્ટિરિયા ( જુવાન સ્ત્રીઓને થતો હિસ્ટીરિયા, તેના કારણો અને તે મટાડવાના ઉપાયો ). ૧૧ લગ્ન, સ્ત્રી—પુરૂષ અને આરોગ્ય ( લગ્નની મહત્તા અને દંપતીધર્મ ). ૧૨ વીર્ય અને આર્તવ. ( પુરૂષનું વીર્ય અને સ્ત્રીના આર્તવ સબંધી સમજુતી તથા તેનો ઉપયોગ ). ૧૩ ગર્ભસંચાર અને ગર્ભાધાન ( ગર્ભસંચાર સબંધી સમજણ અને તે જાણવાની રીત ). ૧૪ વંધ્યત્વ પ્રાપ્ત થવાના કારણો અને તેના ઉપાયો. ૧૫ સગર્ભાવસ્થામા રાખવી જોઇતી સભાળ. ૧૬ ગર્ભ ધારણના લક્ષણો ( ગર્ભ ધારણ થયો હોય તો તે ઓળખવાની રીત ). ૧૭ દોહદ અથવા ડોહોળા ( ગર્ભવતી સ્ત્રીને ઉત્પન્ન થતી ઇચ્છા અને તે પૂર્ણ કરવાની જરૂર ). ૧૮ ગર્ભસ્રાવ અને ગર્ભપાત ( તેના કારણો અને તેમ ન થવા દેવાના ઉપાયો ). ૧૯ ગર્ભમાના બાળકનાં લક્ષણો (પુત્ર—પુત્રી થવા વિષેના ચિહ્નો અને તેની સમજણ ). ૨૦ કયા ઉપાયોથી સતાન સુદર થાય ? ( સુંદર સંતાનો પ્રાપ્ત કરવાની કેટલીક ઉપયોગી રીતો ) ૨૧ પ્રસવની તૈયારી ( પ્રસુતિ થયા પહેલા રાખવાની સભાળ અને તે સમય આવી પહોંચવા વિષેની સમજૂતી ). ૨૨ પ્રસવકાળે થતી વેદના. ( કયા કારણોથી પ્રસવકાળે થતી વેદના થોડી અથવા વધારેવાર સુધી લબાય છે અને કયા દેશમા કેવા પ્રકારના નિયમોથી પ્રસવ થાય છે? ) ૨૩ પ્રસવનો સમય અને વેદના થવાનું કારણ. ૨૪ પ્રસવ થયા પછી પ્રસુતા પ્રત્યે રાખવી જોઇતી સંભાળ. ૨૫ પ્રસુતાનો ખોરાક ( સુવાવડમા ખોરાક કેવો હોવો જોઇએ ? ) ૨૬ પુત્ર કે પુત્રીની સખ્યા, ઉત્પત્તિ અને આયુષ્ય. ૨૭ વંશ વધારવાના ઉપાયો ( બળવાન અને સુદર સતાનો ઉત્પન્ન કરવા માટેના નિયમો અને વીર્યવૃદ્ધિના ઉપાયો ). ૨૮ અનિયમિત ઋતુથી થતી વેદના તથા ગર્ભધારણના નિયમો. ૨૯ સન્તાન જીવતા ન હોય તેના ઉપાયો. ૩૦ અર્ધમૃત અવસ્થામા જન્મેલા બાળકોને બચાવવાના ઉપાયો. ૩૧ બાળકોના મળમૂત્રનો ત્યાગ કરાવવા વિષે ૩૨ કેવી રીતે ઉછેરવાથી બાળકો દીર્ઘાયુષી થાય ? ( બાલસંગોપનની પદ્ધતિ ) ૩૩ બાળકોના રોગ અને તેના કારણોનો નિર્ણય. ૩૪ શા કારણથી બાળક ક્ષીણ થઇ જાય છે ? ૩૫ બાળકને ધવરાવવા વિષે સામાન્ય નિયમો. ૩૬ દૂધના સબંધમા રાખવી જોઇતી સભાળ. ૩૭ બાળકને ઉવાડવાના નિયમો. ૩૮ દાતનું રક્ષણ. ( દાતને બગડતા તથા કોહાતા અટકાવવાના ઉપાયો ). ૩૯ બાળકોનો કૃમિરોગ. ૪૦ ધાત્રી અથવા નર્સ ( બાળકની માવજત કરનાર સ્ત્રીની પસદગી કેવી રીતે કરવી ? ) ૪૧ બાળકોના આરોગ્ય સંબંધી કેટલાક નિયમો. ૪૨ સ્નાન સંબંધી ઉપયોગી નિયમો. ૪૩ આહાર સબંધી ઉપયોગી નિયમો ૪૪ અંગ કસરત. ૪૫ બાળકોનો તાણનો રોગ ( તે રોગ થવાના કારણો અને તે મટાડવાના નિયમો ). ૪૬ બાળકોની શર્દિ તથા ખાંસી ( અને તેના ઉપાયો ). ૪૭ બાળાગોળી અને બાળકોના પ્રકીર્ણ રોગો. ૪૮ બાળકના ગળામા કાંઇ ભરાઇ રહે ત્યારે શું કરવુ ? ૪૯ ઓરી અને અછબડા ( એ દર્દો ઉભરાય ત્યારે કેવી સભાળ રાખવી જોઇએ ? ) ૫૦ શીળી અથવા બળીયા. ૫૧ વંશનો લોપ થવાનું કારણ. ૫૨ બાળકનો પ્રસવ થવાની ચોક્કસ મુદત ( ગર્ભધારણનો કાળ અને પ્રસવના કાળના નિર્ણયનું કોષ્ટક ). ૫૩ ઉપસંહાર.

લગ્નની ભેટ તરીકે સેકડો મિત્રોએ આ પુસ્તકનેજ પસંદ કરી પોતાના નવા પરણતા મિત્રોને તે ભેટ આપી છે. મી. હીરાલાલ સંપટ ગોડળવાળા લખે છે કે “ આ પુસ્તક બહાર પાડીને તમે જનસમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે. ” મી. વ્રજલાલ સી. શાહ લખે છે કે “ તમારૂં પુસ્તક મારા એક મિત્રને તેના લગ્નની ભેટ તરીકે આપતા તે તેને સોનાના મૂલ્યનું થઇ પડ્યું છે. ” આ તેની ચોથી આવૃત્તિ છે તેજ પુસ્તકની લોકપ્રિયતાનું દર્શન કરાવે છે

મળવાનું સ્થળ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર, ત્રણ દરવાજા—અમદાવાદ.

# અષ્ટાવક્રગીતા.

મહાત્મા અષ્ટાવક્રમુનિના નામથી કોઇ પણ માણસ ભાગ્યેજ અજાણ્યું હશે. મહાત્મા અષ્ટાવક્રની વિદ્વતા માટે હીન્દનો કોઇ પણ માણસ અજ્ઞાત નહિ હોય. તેમની સમર્થ વિદ્વતા અને નિષપક્ષપાતપણાથી લખાયેલું આ પુસ્તક એક રત્નરૂપ છે. અષ્ટાવક્રમુનિએ આ પુસ્તકમા મતમતાન્તરોથી રહીત કેવળ આત્માનુભવથીજ જે સ્પષ્ટવચનો કહેલા છે તેવા બીજા એકે ગ્રંથમાં નથી. પુસ્તક નાનું છે પણ એમજ કહેવુ પડશે કે તે છેલ્લુજ પુસ્તક છે. કાગળ ગ્લેઝ ઉંચા, પાકુ પુઠું કિ. રૂ. ૧॥ પોસ્ટેજ ૬ આના

## ગુજરાતી ભાષામાં પહેલવહેલોજ પ્રગટ થયેલો વેદાન્તનો ઉત્તમ ગ્રંથ

# દત્તાત્રયગીતા ( અવધૂત ગીતા. )

### શ્લોક, ગુજરાતી ટીકા તથા વિવેચન સાથે.

વેદાન્ત વિષયનો આ એક ઘણો મહત્વનો ગ્રંથ છે. સંસારમા એવો કોઇ પંડિત કે મહાત્મા સંન્યાસી નથી કે જે ગુરૂ દત્તાત્રયજીના નામથી અવિજ્ઞાન હોય. આ અવધૂત ગીતામા બ્રહ્માત્મવાદના પ્રકાશપૂર્વક દ્વૈતઅદ્વૈતથી રહિત કેવલ તત્વજ સ્વભાવથીજ શુદ્ધબુદ્ધ મુક્ત સ્વરૂપ છે એમ દર્શાવેલું છે. પરસ્પર વિચારોના ખડન મંડનથી મહાત્મા દત્તાત્રેય સ્વાનુભવરૂપ ખંડનમંડનરહીત, કેવલાદ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશુદ્ધાદ્વૈત, શુદ્ધાદ્વૈત ઇત્યાદિ ઉપાધિઓ રહિત, શુદ્ધચેતનરૂપ એકજ સદ્વસ્તુ બ્રહ્મ છે તેનું આ અવધૂત ગીતામા યથાર્થ ધ્યાન છે. આમા આત્મનિરૂપણ ઓહુમ શબ્દનું વ્યાખ્યાન, બ્રહ્મ અને આત્માનો ઐક્યભાવ, બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ, આત્મજ્ઞાનનો ઉપદેશ, અવધૂત અને શિષ્યનો સંવાદ, ગુણાવગુણ સ્વરૂપનું વર્ણન, નિર્દ્વન્દ્વભાવનું કથન, સ્થૂલ સુક્ષ્મસ્વરૂપ, પંચમહાભૂતોની પરિસ્થિતિ, જ્ઞાનભેદ વર્ણન, ગુરૂપ્રસાદના પ્રભાવનું કથન, જીવશિવનું બ્રહ્મક્ય કથન, જીવને ગગનનુ સામ્યત્વ, જીવ સઘળા પદાર્થોથી રહીત છે એવું સદર્ષ્ટાંતપૂર્વક વર્ણન, સસારનો ત્યાગ કરવા વાસ્તે ઉપદેશ, બ્રહ્મને જીવની સર્વે વ્યાપકતા, પ્રણયના સ્વમનું વર્ણન, વર્ણાક્ષરનું ને બ્રહ્મના સામ્યભાવનુ વર્ણન, તત્વમસિ આદિ મહાવાક્યોના અર્થના વિવરણપૂર્વક મનનું સમાધાનકરણ ને જ્ઞાનતત્વનો નિર્ણય, જીવ અને બ્રહ્મ વિષયમા શ્રુતિઓનો અભિપ્રાય, જીવ અને બ્રહ્મનું સર્વથી પણ સત્યત્વ કથન, બ્રહ્મ વિના સઘળા યજ્ઞાદિ તુચ્છ છે એવું નિરૂપણ ને મોક્ષનો નિર્ણય, જીવના વસતીસ્થાનનુ ને પરિસ્થિતિનુ દિગમ્બરરૂપથી વર્ણન, યોગી અને ભોગીનુ યથાર્થ કથન, જીવશિવની જન્મમરણથી રહીતતાનું વર્ણન, મનની વિષયાદિમાથી લોલુપતાને દૂર કરવા વાસ્તે ઉપદેશ, અવધૂતનુ લક્ષણ, અવધૂત શબ્દની વ્યાખ્યા, સ્ત્રીનો ત્યાગ કરવા વિષે નિંદારૂપથી વિષયોનું વર્ણન, મનને અવશ્યજ વશ રાખવુ જોઇએ એવુ ઉપદેશરૂપથી વર્ણન આદિ બ્રહ્મજ્ઞાનથી છલોછલ ભરેલો ગ્રથ ખાસ વાચવાની ભલામણ છે. જ્ઞાનનો વિષય હોવા છતા ભાષા સહેલી રાખવામા આવેલી છે કાગળ ઉચા એન્ટીક, સુંદર છપાઇ તથા પાકુ સોનેરી પુઠું છતા કિંમત માત્ર રૂ. ૩-૦-૦ પોસ્ટેજ ૬ આના

**કલિકૌતક**—( હાસ્યરસનો હોજ ) ગમ્મત સાથે જ્ઞાન આપનાર વાર્તાઓનો આ એક મોટો સંગ્રહ છે. આ પુસ્તક વાચવાથી માણસ વ્યવહારીક બોલચાલમા વિશેષ કુશળ અને દાવપેચવાળો થાય છે. ગમે તેવી દીલગીરી યા ચિંતામા હો અને પછી આ પુસ્તકનું એકજ પાનું વાચશો તો પેટ પકડી પકડી હસાવી બશેર લોહીનો વધારો કરશે. રોની સુરતને પણ ખડખડાટ હસાવશે. આજેજ મંગાવી ખાત્રી કરો રૂ. ૧-૦-૦. પોસ્ટેજ ૦-૩-૦.

## ધી ઈઝી સેલ્ફ ઈંગ્લીશ ટીચર

### ભાગ ૧ લો.

ઇંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા- વિદ્વાન મી. ત્રભકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળા માસ્તર

